મુદ્રકઃ—કેશવ તાતોબા શેટયે, તત્ત્વવિવેચક પ્રેસ, ભાયખળા, મું. નં. ૮
પ્રકાશકઃ—એસ. પી. સી. કે. તરફથી બૉમ્બે ડાયોસીસન વ્હર્નાક્યુલર
લિટરેચર કમિટીના ઑ. સેક્રેટરી રેવ. જે. ડબ્લ્યુ. ડેવીડ,
જી. આય. પી. રેલ્વે ક્વૉર્ટર, થાણા.

# સાધારણ પ્રાર્થનાનું ગુજરાતી પુસ્તક

જેને મુંબઈના બીશપના ફરમાનથી ટુંકું કરેલું, અને સન
૧૯૨૮માં સૂચવેલા સુધારાવધારા સાથે સને ૧૯૪૦
માં હિંદ, બ્રહ્મદેશ અને લંકામાંની ગુજરાતી
મંડળીના ઉપયોગને સારૂ પ્રસિદ્ધ કરેલું.

એમાં

**ચર્ચ ઑફ ઈંડીયા, બર્મા અને સિલોનના વપરાશ પ્રમાણે
સાક્રમેંટો અને કલીસીયાના બીજા વિધિઓ**

તથા

**ક્રિયાઓ પળાવવાની રીત**

અને

**દાઉદનાં ગીતપુસ્તકમાંથી દેવળમાં ગાવા કે વાંચવા સારૂ
કેટલાંક ચુંટી કાઢેલાં સ્તોત્રોનો સમાવેશ
કરવામાં આવ્યો છે.**

**આવૃત્તિ પહેલી**

તત્ત્વવિવેચક પ્રેસ, મુંબઈમાં છાપ્યું.

**ઈ. સ. ૧૯૪૨**

# THE BOOK OF COMMON PRAYER

AND

# ADMINISTRATION OF THE SACRAMENTS

AND OTHER RITES AND CEREMONIES OF THE
CHURCH ACCORDING TO THE USE OF

# THE CHURCH OF INDIA, BURMA AND CEYLON

WITH ADDITIONS FROM THE BOOK AS PROPOSED IN 1928,
TOGETHER WITH A SELECTION FROM THE
PSALTER OR PSALMS OF DAVID.

---

*Abbreviated Gujerati Translation*
*Approved and Authorised*
*by*
*The Bishop of Bombay.*

**1942**

# ૧૯૪૨ ના પ્રાર્થના પુસ્તકની શુદ્ધિપત્રિકા

પાનું ૩૧, હાં. ૨—ને અંતે ઉમેરો : જેવો આરંભમાં હતો, હમણાં છે, અને સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

,, ૭૮ ,, ૨, લીટી ૨૪ સારપ્રાર્થનાને અંતે મૂકો : આમેન.

,, ૧૨૨ ,, ૨ ,, ૪,૮ ને અંતે મૂકોઃ આમેન.

સુધારીને વાંચો :

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ,, | ૨૭ ,, | ૨ ,, | ૨૬ | તેને | ને | બદલે | તને |
| ,, | ૩૬ ,, | ૨ ,, | ૨ | પોતાની | ,, | ,, | તથા પોતાની |
| ,, | ૪૭ ,, | ૧ ,, | ૧૪ | દુષ્ટાઈ | ,, | ,, | દુષ્ટાઈથી |
| ,, | ૫૧ ,, | ૧ ,, | ૩૧ | બધન | ,, | ,, | બંધન |
| ,, | ૭૦ ,, | ૧ ,, | ૪ | ક. ૧૪ | ,, | ,, | ૧૫ |
| ,, | ૮૨ ,, | ૧ ,, | ૧૬ | દિવસ | ,, | ,, | જન્મદિવસ |
| ,, | ૯૨ ,, | ૨ ,, | ૧૧... | થયો, | ,, | ,, | થઇને માણસ થયો, |
| ,, | ૧૪૪ ,, | ૧ ,, | ૮ | ધર્મબાપો | ,, | ,, | ધર્મમાબાપો |
| ,, | ૧૪૬ ,, | ૧ ,, | ૨૩ | તે | ,, | ,, | ને |
| ,, | ૧૫૯ ,, | ૨ ,, | ૨૨ } | ઉત્સન્ન | ,, | ,, | ઉત્પન્ન |
| ,, | ૨૫૦ ,, | ૧ ,, | ૨૩ } | | | | |
| ,, | ૧૫૯ ,, | ૨ ,, | ૨૭ | તારાં | ,, | ,, | તારા |
| ,, | ૧૭૩ ,, | ૧ ,, | ૨૦ | સ્તોત્ર ૭૭ | ,, | ,, | સ્તોત્ર ૭૧ |
| ,, | ૧૯૨ ,, | ૧ ,, | ૨૧ | તેં | ,, | ,, | તે |
| ,, | ૧૯૮ ,, | ૧ ,, | ૧૭ | સ્હેલ | ,, | ,, | સહેલ |
| ,, | ૧૯૯ ,, | ૨ ,, | ૧ | પાપીએ | ,, | ,, | પાપીઓ |
| ,, | ૨૧૧ ,, | ૨ ,, | ૭ | પર | ,, | ,, | પરથી |
| ,, | ૨૨૭ ,, | ૨ ,, | ૯ | ક. ૨૬ | ,, | ,, | ક. ૧૬ |
| ,, | ૨૪૯ ,, | ૨ ,, | ૧૦ | તથ | ,, | ,, | તથા |
| ,, | ૨૫૨ ,, | ૨ ,, | ૨૫ | યહોવાહના | ,, | ,, | યહોવાહનાં |
| ,, | ૨૬૦ ,, | ૧ ,, | ૨૬ | નેં | ,, | ,, | તેં |
| ,, | ૨૭૨ ,, | ૧ ,, | ૨૭ | તુતિ | ,, | ,, | સ્તુતિ |

# અનુક્રમણિકા





## અચળ તહેવારોનું પંચાંગ

| જાનેવારી | | ફેબ્રુઆરી | | માર્ચ | |
|---|---|---|---|---|---|
| તા. | | તા. | | તા. | |
| ૧ | ખ્રિસ્તની સુન્નત. | ૧ | ઈગ્નેશ્યસ બીશપ અને શહીદ. | ૧ | દાઉદ, આર્ચબીશપ. |
| ૬ | **એપિફની.** | ૨ | **ધન્ય કુમારી મર્યમનું શુદ્ધિકરણ.** | ૨ | ચાદ, બીશપ. |
| ૮ | લ્યુસીઅન, પ્રેસબીટર અને શહીદ. | ૩ | બ્લાશ્યસ, બીશપ અને શહીદ. | ૭ | પર્પેટુઆ * અને તેની સાથી, શહીદ. |
| ૧૩ | હિલરી, બીશપ અને ડૉક્ટર. | ,, | * ઍન્સ્કાર, બીશપ. | ૮ | ટોમસ એક્વિનાસ વિશ્વાસાંગિકારી ને ડૉક્ટર. |
| ,, | † કેન્ટીગન, બીશપ. | ૫ | ઍગેથા, કુમારી અને શહીદ. | ૧૨ | ગ્રેગરી, બીશપ અને ડૉક્ટર. |
| ૧૭ | * મીસરદેશના આન્તોનિ, મઠાધિપતિ. | ૬ | પ. તિતસ, બીશપ અને ,, | ૧૭ | * પાત્રિક, બીશપ. |
| ૧૮ | પ્રિસ્કા, કુમારી અને શહીદ. | ૮ | જાપાન અને ચીનના શહીદો. | ૧૮ | એડવર્ડ, રાજા અને શહીદ; ને યરૂશાલેમનો સીરીલ, બીશપ અને ડૉક્ટર. |
| ૧૯ | * વુલ્ફસ્ટન, બીશપ. | ૧૪ | વૅલેન્ટાઈન, બીશપ અને શહીદ. | ૧૯ | પ. યુસફ. |
| ૨૦ | ફેબીઅન, બીશપ અને શહીદ. | ૨૪ | **પ. માથ્થી, પ્રેરિત અને શહીદ.** | ૨૦ | કથબર્ટ બીશપ. |
| ૨૧ | આગ્નેસ, કુમારી અને શહીદ. | | | ૨૧ | બેનેડીક્ટ, મઠાધિપતિ. |
| ૨૨ | વિન્સેન્ટ, ડીકન અને શહીદ. | | | ૨૫ | **ધન્ય કુમારી મર્યમને શુભ-સમાચાર.** |
| ૨૪ | પ. તિમોથી, બીશપ અને શહીદ. | | | | |
| ૨૫ | **પ. પાઉલનું પરિવર્તન.** | | | | |
| ૨૬ | * પોલીકાર્પ, બીશપ અને શહીદ. | | | | |
| ૨૭ | જૉન ખ્રુસોસ્તોમ, બીશપ અને ડૉક્ટર. | | | | |

* ૧૯૨૮ ના પ્રા. પુસ્તકમાંથી લીધેલું. † સ્કૉટલાંડના પ્રા. પુસ્તકમાંથી લીધેલું. § હિંદુસ્તાન માટેનું પ્રા. પુ. ૧૯૨૩.

| તા. | એપ્રીલ | તા. | મે | તા. | જુન |
|---|---|---|---|---|---|
| ૩ | રિચર્ડ, બીશપ. | ૧ | **પ. ફીલીપ અને પ. યાકુબ, પ્રેરિતો અને શહીદો.** | ૧ | નિકોમેદ, પ્રેસબીટર અને શહીદ. |
| ૪ | ઍમ્બ્રોઝ, બીશપ અને ડૉક્ટર. | ૨ | આથેનેશ્યસ, બીશપ અને ડૉક્ટર. | ૫ | બૉનીફેસ, બીશપ અને શહીદ. |
| ૧૧ | * લીઓ, બીશપ અને ,, | ૩ | ક્રુસનું મળી આવવું. | ૯ | * કોલંબા, મઠાધિપતિ. |
| ૧૪ | § જસ્ટીન માર્ટર. | ૪ | * મૉનિકા, મેટ્રન. | ૧૧ | **પ. બાર્નાબાસ, પ્રેરિત અને શહીદ.** |
| ૧૯ | અલ્ફેજ, આર્ચબીશપ અને શહીદ. | ૬ | પ. યેહાન સુવાર્તિક, લાતિના દ્વાર બહાર. | ૧૪ | * બેસીલ, બીશપ અને ડૉક્ટર. |
| ૨૧ | * ઍન્સેલ્મ, આર્ચબીશપ અને ડૉક્ટર. | ૧૯ | ડન્સ્ટન, આર્ચબીશપ. | ૧૭ | આલ્બાન, શહીદ ( * અગર જુન ૨૨ ) |
| ૨૩ | જ્યૉર્જ, શહીદ. | ૨૫ | * એલ્ડહેલ્મ, બીશપ. | ૨૦ | એડવર્ડ રાજાના શબનું સ્થળાંતર. |
| ૨૫ | **પ. માર્ક, સુવાર્તિક અને શહીદ.** | ૨૬ | ઑગસ્ટીન, આર્ચબીશપ. | ૨૩ | ઉપવાસ. |
| ૩૦ | * સિએનાની કૅથેરીન, કુમારી. | ૨૭ | માન્ય બેડા, પ્રેસબીટર. | ૨૪ | **પ. યોહાન બાપ્તિસ્મીનો જન્મ.** |
| | | | | ૨૮ | ઐરેનિઅસ, બીશપ અને ડૉક્ટર. |
| | | | | ૨૯ | **પ. પીતર, પ્રેરિત અને શહીદ.** |

* સને ૧૯૨૮ ના પ્રા. પુસ્તકમાંથી લીધેલું. § સન ૧૯૨૩ નું હિંદુસ્તાન માટેનું પ્રા. પુ.

| તા. | જુલાઈ | તા. | ઑગસ્ટ | તા. | સપ્ટેમ્બર |
|---|---|---|---|---|---|
| ૨ | ધન્ય કુમારી મર્યમની ભેટ લેવાવી. | ૧ | લામ્માસનો દિવસ. | ૧ | જાઈલ્સ, મઠાધિપતિ. |
| ૪ | માર્ટિન, બીશપ, તેના શબનું સ્થળાંતર. | ૪ | § ડૉમીનીક ડૉક્ટર. | ૭ | એવેર્ટ્યસ, બીશપ |
| ૧૫ | સ્વિથન, બીશપ. | ૫ | * ઑઝવલ્ડ, રાજા અને શહીદ. | ૮ | ધન્ય કુમારી મર્યમનો જન્મ. |
| ૨૦ | માર્ગરેટ, કુમારી અને શહીદ. | ૬ | **આપણા પ્રભુનું રૂપાંતર.** | ૧૪ | પ. ક્રુસનો દિવસ. |
| ૨૨ | **પ. મર્યમ માગદાલેણ.** | ૭ | ઈસુનું નામ. | ૧૬ | * નિન્યન, બીશપ. |
| ૨૪ | ઉપવાસ. | ૧૦ | લૉરેન્સ, ડીકન અને શહીદ. | ૧૭ | લૅમ્બર્ટ, બીશપ અને શહીદ. |
| ૨૫ | **પ. યાકુબ, પ્રેરિત અને શહીદ.** | ૧૫ | § ધન્ય કુ. મર્યમનો દેહાંત. | ૧૯ | * થિઓડોર, આર્ચબીશપ. |
| ૨૬ | આન્ના, ( ધન્ય કુ. મર્યમની માતા ). | ૨૦ | * બર્નાર્ડ, મઠાધિપતિ. | ૨૦ | ઉપવાસ. |
| ૩૧ | § ઈગ્નેશ્યસ લોયોલા. | ૨૩ | ઉપવાસ. | ૨૧ | **પ. માથ્થી, પ્રેરિત સુવાર્તિક અને શહીદ.** |
| | | ૨૪ | **પ. બારથલમી, પ્રેરિત અને શહીદ.** | ૨૬ | સિપ્રીઅન, બીશપ અને શહીદ ( અગર સપ્ટે. ૧૩ ). |
| | | ૨૮ | બીશપ ઑગસ્ટીન ઑફ હીપ્પો, ડૉક્ટર. | ૨૯ | **પ. મીખાએલ અને બધા દૂતો.** |
| | | ૨૯ | પ. યોહાન બાપ્તીસ્મીનો શિરચ્છેદ. | ૩૦ | જેરોમ, પ્રેસબીટર અને ડૉક્ટર. |
| | | ૩૧ | * એડન, બીશપ. | | |

* સને ૧૯૨૮ ના પ્રા. પુસ્તકમાંથી લીધેલું. § સન ૧૯૨૩ નું હિંદુસ્તાન માટેનું પ્રા. પુ.

| તા. | ઓક્ટોબર | તા. | નવેમ્બર | તા. | ડીસેમ્બર |
|---|---|---|---|---|---|
| ૧ | રેમીગ્ય, બીશપ. | ૧ | **બધા પવિત્રોનો દિવસ.** | ૩ | § ફ્રાન્સીસ ઝેવીઅર. |
| ૪ | * ફ્રાન્સીસ ઑફ આસીસી. | ૨ | * ,, આત્માઓનો ,, | ૪ | * ક્લેમેન્ટ ઑફ આલેકસાંદ્રિયા, ડૉક્ટર. |
| ૬ | ફેઈથ, કુમારી અને શહીદ. | ૬ | લેનાર્ડ, ડૉક્ટર. | ૬ | નિકલસ, બીશપ. |
| ૯ | દ્યિઓનુસ્યસ, બીશપ અને શહીદ. | ૮ | * હિંદ ઈકલીઝીયાના સંત, શહીદો અને શિક્ષકો. | ૮ | ધન્ય કુમારી મર્યમનો ગર્ભધારણ. |
| ૧૩ | એડવર્ડ, રાજા અને શહીદ, તેના શબનું સ્થળાંતર. | ૧૧ | માર્ટિન, બીશપ. | ૧૩ | લુસી, કુમારી અને શહીદ. |
| ૧૭ | એથેલ્ડ્રેડા, રાણી અને મઠાધિપતિ. | ૧૩ | બ્રિત્યસ, બીશપ. | ૧૬ | હે જ્ઞાન. |
| ૧૮ | **પ. લુક, સુવાર્ત્તિક.** | ૧૫ | માખુતસ, બીશપ. | ૧૭ | * ઈગ્નેશ્યસ, બીશપ અને શહીદ. |
| ૨૫ | ક્રિસ્પીન, * અને ક્રિસ્પીન્યન, શહીદો. | ૧૬ | † સ્કૉટલાંડની માર્ગરેટ, રાણી. | ૨૧ | **સંત થોમા પ્રેરિત અને શહીદ.** |
| ૨૬ | * આલ્ફ્રેડ, રાજા. | ૧૭ | હ્યુ, લિન્કનનો બીશપ * હિલ્ડા, મઠાધિપતિ. | ૨૪ | ઉપવાસ. |
| ૨૮ | **પ. સીમોન અને પ. યહુદા, પ્રેરિતો અને શહીદો.** | ૨૦ | એડમંડ રાજા અને શહીદ. | ૨૫ | **ખ્રિસ્તનો જન્મ દિવસ.** |
| ૩૧ | ઉપવાસ. | ૨૨ | સીશીલ્યા, કુમારી અને શહીદ. | ૨૬ | **પ. સ્તેફન, પ્રથમ શહીદ.** |
| | | ૨૩ | ક્લેમેન્ટ, બીશપ અને શહીદ. | ૨૭ | **પ. યોહાન, પ્રેરિત અને સુવાર્ત્તિક.** |
| | | ૨૫ | કૅથરીન, કુમારી અને શહીદ. | ૨૮ | **નિર્દોષ બાળકોનો દિવસ.** |
| | | ૨૯ | ઉપવાસ. | ૩૧ | સિલ્વેસ્ટર, બીશપ. |
| | | ૩૦ | **પ. આંદ્રિયા, પ્રેરિત અને શહીદ.** | | |

* સને ૧૯૨૮ ના પ્રા. પુસ્તકમાંથી લીધેલું. † સ્કૉટલાંડના પ્રા. પુસ્તકમાંથી લીધેલું. § સન ૧૯૨૩ નું હિંદુસ્તાન માટેનું પ્રા. પુ.



# આખા વર્ષમાં આવતા ઉપવાસ કે મિતાહારીના દિવસો

ઉપવાસ સમય ( લેન્ટ ) ના ચાળીશ દિવસો.

એમ્બર ( દિક્ષા માટે વિનંતિ ) ના દિવસો.

નાતાલ, એપિફની અને ( નાતાલ, ઈસ્ટર, અને સ્વર્ગારોહણ પછીના સાત દહાડા બાદ કરતાં ) વર્ષના બધા શુક્રવારો.

નીચેનાં પર્વોનાં જાગરણ :—

નાતાલ.

પેન્ટેકોસ્ટ.

પ. યોહાન બાપ્તિસ્મી.

સર્વ સંતો.

પ. આંદ્રિયા.

**સૂચના :** આમાંનું કોઈ પર્વ સોમવારે આવે તો તેના જાગરણનો ઉપવાસ તેની આગળના રવિવારને બદલે શનિવારે રાખવો.

---

## ચળિત પર્વો અને પવિત્ર દિવસો માટે નિયમો

પુનરૂત્થાનનો દિવસ ( ઈસ્ટર ), જેના પર બીજા બધા દિવસોનો આધાર છે, તે હમેશાં માર્ચની એકવીસમીએ કે તે પછી તરત જ આવનાર પૂનમની પાછળનો પહેલો રવિવાર છે; અને જો તે પૂનમ રવિવારે આવે તો પુનરૂત્થાનનો દિવસ ( ઈસ્ટર ) તેની પછીનો રવિવાર છે.

સેપ્ટુઆજેસિમા રવિવાર ઈસ્ટર પહેલાં નવ હપ્તે હોય છે.
સેગ્ઝાજેસિમા ,, ,, ,, આઠ ,, ,,
ક્વિંક્વાજેસિમા ,, ,, ,, સાત ,, ,,
રાખનો બુધવાર તેની પછીના હપ્તામાં આવે છે.

ઉપવાસ સમય ( લેન્ટ ) રાખના બુધવારથી શરૂ થઇને પુનરૂત્થાનના જાગરણે પૂરો થાય છે.

રૉગેશન ( વિનંતિ ) નો રવિવાર પુનરૂત્થાન ( ઈસ્ટર ) પછી પાંચ હપ્તે આવે છે.

રૉગેશન ( વિનંતિ ) ના દિવસો તેની પાછળના ત્રણ દિવસો છે.

સ્વર્ગારોહણ ( આકાશગમન ) ઇસ્ટર પછી ચાળીસ દિવસે આવે છે.

પેન્ટેકૉસ્ટ ( પ. આત્મા ઉતરવાનો દિવસ ) ઈસ્ટર પછી સાત હપ્તે આવે છે.

ત્રયનો રવિવાર પુનરૂત્થાન ( ઈસ્ટર ) પછી આઠ હપ્તે આવે છે.

આગમનનો રવિવાર હંમેશાં પ. આંદ્રિયાના પર્વની આગળ કે પાછળનો નજીકનો રવિવાર, નહિ તો તે પર્વનો જ દિવસ હોય છે.

એમ્બર (દિક્ષા માટે વિનંતિ) ના દિવસો તેમની ચાર ઋતુઓમાં—

| | |
|---|---|
| ઉપવાસ સમયનો ૧ લો રવિ.<br>પેન્ટેકૉસ્ટનું પર્વ<br>સપ્ટેમ્બર તા. ૧૪<br>ડીસેમ્બર તા. ૧૩ | ની પાછળના બુધ, શુક્ર તથા શનિ છે. |



### આખા ગીતશાસ્ત્રનું વાચન—મહિનાના દિવસો પ્રમાણે ઠરાવેલું

| | સવાર માટે | સાંજ માટે |
|---|---|---|
| ૧ લો | ૧, ૨, ૩, ૪, ૫ | ૬, ૭, ૮ |
| ૨ જો | ૯, ૧૦, ૧૧ | ૧૨, ૧૩, ૧૪ |
| ૩ જો | ૧૫, ૧૬, ૧૭ | ૧૮ |
| ૪ થો | ૧૯, ૨૦, ૨૧ | ૨૨, ૨૩ |
| ૫ મો | ૨૪, ૨૫, ૨૬ | ૨૭, ૨૮, ૨૯ |
| ૬ ઠ્ઠો | ૩૦, ૩૧ | ૩૨, ૩૩, ૩૪ |
| ૭ મો | ૩૫, ૩૬ | ૩૭ |
| ૮ મો | ૩૮, ૩૯, ૪૦ | ૪૧, ૪૨, ૪૩ |
| ૯ મો | ૪૪, ૪૫, ૪૬ | ૪૭, ૪૮, ૪૯ |
| ૧૦ મો | ૫૦, ૫૧, ૫૨ | ૫૩, ૫૪, ૫૫ |
| ૧૧ મો | ૫૬, ૫૭, ૫૮ | ૫૯, ૬૦, ૬૧ |
| ૧૨ મો | ૬૨, ૬૩, ૬૪ | ૬૫, ૬૬, ૬૭ |
| ૧૩ મો | ૬૮ | ૬૯, ૭૦, |
| ૧૪ મો | ૭૧, ૭૨ | ૭૩, ૭૪ |
| ૧૫ મો | ૭૫, ૭૬, ૭૭ | ૭૮ |
| ૧૬ મો | ૭૯, ૮૦, ૮૧ | ૮૨, ૮૩, ૮૪, ૮૫ |
| ૧૭ મો | ૮૬, ૮૭, ૮૮ | ૮૯ |
| ૧૮ મો | ૯૦, ૯૧, ૯૨ | ૯૩, ૯૪ |
| ૧૯ મો | ૯૫, ૯૬, ૯૭ | ૯૮–૧૦૧ |
| ૨૦ મો | ૧૦૨, ૧૦૩ | ૧૦૪ |
| ૨૧ મો | ૧૦૫ | ૧૦૬ |
| ૨૨ મો | ૧૦૭ | ૧૦૮, ૧૦૯ |
| ૨૩ મો | ૧૧૦–૧૧૩ | ૧૧૪, ૧૧૫ |
| ૨૪ મો | ૧૧૬,૧૧૭,૧૧૮ | ૧૧૯; ૧–૩૨ |
| ૨૫ મો | ૧૧૯; ૩૩–૭૨ | ૧૧૯; ૭૩–૧૦૪ |
| ૨૬ મો | ૧૧૯;૧૦૫-૧૪૪ | ૧૧૯; ૧૪૫–૧૭૬ |
| ૨૭ મો | ૧૨૦–૧૨૫ | ૧૨૬–૧૩૧ |
| ૨૮ મો | ૧૩૨–૧૩૫ | ૧૩૬,૧૩૭,૧૩૮ |
| ૨૯ મો | ૧૩૯,૧૪૦,૧૪૧ | ૧૪૨, ૧૪૩ |
| ૩૦ મો | ૧૪૪,૧૪૫,૧૪૬ | ૧૪૭–૧૫૦ |

**સૂચના:**—ફેબ્રુઆરીમાં ૨૮ કે ૨૯ દિવસ હોય છે, તો તેમાં એટલાજ દિવસોનું વાચન કરવું; અને જે મહિનાઓમાં ૩૧ દિવસો હોય છે, તેઓમાં ૩૦ મા દિવસનાં વાચન ફરીથી ૩૧ મા દિવસે પણ કરવાં.

## વર્ષના રવિવારો અને પવિત્ર દિવસો માટે ઠરાવેલાં ગીતશાસ્ત્રનાં સ્તોત્રો

| પવિત્ર દિવસો | સવાર માટે | સાંજ માટે |
|---|---|---|
| આગમન ૧ લો રવિવાર | ૧, ૭ | ૪૬, ૪૮ |
| ,, ૨ જો ,, | ૯, ૧૧ | ૫૦, ૬૭ |
| ,, ૩ જો ,, | ૭૩ | ૭૫, ૭૬, ૮૨ |
| ,, ૪ થો ,, | ૯૪ | ૯૬, ૯૭, ૯૮ |
| નાતાલનું જાગરણ | -- | ૮૯; ૧-૩૬ |
| નાતાલનો દિવસ | ૧૯, ૮૫ | ૧૩૨ |
| નાતાલ પછી ૧ લો રવિવાર | ૨, ૮ | ૪૫, ૧૧૦, ૧૧૩ |
| નવા વર્ષનું જાગરણ | -- | ૯૦, ૧૩૩, ૧૩૪ |
| ખ્રિસ્તની સુન્નત | ૧૧૯; ૧-૩૨ | ૯૧, ૧૨૧ |
| નાતાલ પછી ૨ જો રવિવાર | ૧૦૩ | ૧૦૪ |
| એપિફનીનું જાગરણ | -- | ૧૯, ૮૭ |
| એપિફની | ૭૨ | ૯૬, ૯૭, ૧૧૭ |
| એપિફની પછી ૧ લો રવિવાર | ૪૬, ૪૭, ૬૭ | ૧૮ |
| ,, ,, ૨ જો ,, | ૨૭, ૩૬ | ૬૮ |
| ,, ,, ૩ જો ,, | ૪૨, ૪૩ | ૩૩, ૩૪ |
| ,, ,, ૪ થો ,, | ૬૦, ૬૩ | ૭૪ |
| ,, ,, ૫ મો ,, | ૯૯, ૧૧૨ | ૧૦૬ |
| ,, ,, ૬ ઠ્ઠો ,, | ૮૦, ૮૧ | ૭૮ |
| સેપ્ટુઆજેસીમા રવિવાર | ૧૦૪ | ૧૪૭, ૧૪૮ |
| સેગ્ઝાજેસીમા ,, | ૧૩૯ | ૨૫, ૨૬ |
| કિવંકવાજેસીમા ,, | ૧૫, ૨૦, ૨૩ | ૩૦, ૩૧ |
| રાખનો બુધવાર | ૬, ૩૨, ૩૮ | ૧૦૨, ૧૩૦, ૧૪૩ |
| ઉપવાસસમયનો ૧ લો રવિવાર | ૫૧ | ૬, ૩૨, ૧૪૩ |
| ,, ૨ જો ,, | ૧૧૯; ૧-૩૨ | ૧૧૯, ૩૩-૭૨ |
| ,, ૩ જો ,, | ૧૧૯; ૭૩-૧૦૪ | ૧૧૯; ૧૦૫-૧૪૪ |
| ,, ૪ થો ,, | ૧૧૯; ૧૪૫-૧૭૬ | ૩૯, ૪૦ |
| ,, ૫ મો ,, | ૨૨ | ૫૧ |
| ,, ૬ ઠ્ઠો ,, | ૬૧, ૬૨ | ૮૬, ૧૩૦ |
| પુનરૂત્થાનની આગળનો સોમ. | ૧૩, ૨૫ | ૨૬, ૨૭, ૨૮ |
| ,, ,, મંગળ | ૩૧ | ૮૮ |



## વર્ષના રવિવારો અને પવિત્ર દિવસો માટે ઠરાવેલાં ગીતશાસ્ત્રનાં સ્તોત્રો

| પવિત્ર દિવસો | સવાર માટે | સાંજ માટે |
|---|---|---|
| પુનરૂત્થાનની આગળનો બુધ | ૪૧, ૪૨, ૪૩ | ૫૪, ૫૫ |
| ,, ,, ગુરૂવાર | ૫૬, ૬૪, | ૨૩, ૧૦૯ |
| શુભ શુક્રવાર | ૨૨ | ૪૦, ૬૯ |
| પુનરૂત્થાનનું જાગરણ | ૨૩, ૩૦, ૧૪૨ | ૧૧૫, ૧૧૬, ૧૧૭ |
| પુનરૂત્થાનનો દિવસ | ૨, ૧૬, ૧૧૧ | ૧૧૩, ૧૧૪, ૧૧૮ |
| પુનરૂત્થાન પછી ૧ લો રવિવાર | ૩, ૫૭ | ૧૦૩ |
| ,, ૨ જો ,, | ૧૨૦—૧૨૩ | ૬૫, ૬૬ |
| ,, ૩ જો ,, | ૧૨૪—૧૨૭ | ૮૧, ૮૪ |
| ,, ૪ થો ,, | ૧૨૮—૧૩૧ | ૧૪૫, ૧૪૬ |
| ,, ૫ મો ,, | ૧૩૨—૧૩૪ | ૧૦૭ |
| આકાશગમનનું જાગરણ | -- | ૧૫, ૯૭, ૯૯ |
| આકાશગમનનો દિવસ | ૮, ૨૧ | ૨૪, ૪૭, ૧૧૦ |
| આકાશગમન પછીનો રવિ. | ૯૩, ૯૬ | ૧૪૮, ૧૪૯, ૧૫૦ |
| પેન્ટેકોસ્ટનું જાગરણ | — | ૪૮, ૧૪૫ |
| પેન્ટેકોસ્ટ | ૬૮ | ૧૦૪ |
| ત્રયનો રવિવાર | ૨૯, ૩૩ | ૯૩, ૯૯, ૧૧૫ |
| ત્રય પછી ૧ લો રવિવાર | ૧, ૩, ૫ | ૪, ૭, ૮ |
| ,, ૨ જો ,, | ૧૦, ૧૨, ૧૩ | ૧૫, ૧૬, ૧૭ |
| ,, ૩ જો ,, | ૧૮ | ૧૯, ૨૦, ૨૧ |
| ,, ૪ થો ,, | ૨૪, ૨૫ | ૨૨, ૨૩ |
| ,, ૫ મો ,, | ૨૬, ૨૮ | ૨૭, ૨૯, ૩ |
| ,, ૬ ઠ્ઠો ,, | ૩૧, ૩૨ | ૩૩, ૩૬ |
| ,, ૭ મો ,, | ૩૪ | ૩૭ |
| ,, ૮ મો ,, | ૩૯, ૪૦ | ૪૧, ૪૨, ૪૩ |
| ,, ૯ મો ,, | ૪૬, ૪૭, ૪૮ | ૪૪, ૪૫ |
| ,, ૧૦ મો ,, | ૫૦, ૫૩ | ૫૧, ૫૪ |
| ,, ૧૧ મો ,, | ૫૬, ૫૭ | ૬૧, ૬૨ ૬૩ |
| ,, ૧૨ મો ,, | ૬૫, ૬૬ | ૬૮ |
| ,, ૧૩ મો ,, | ૭૧ | ૬૭, ૭૨ |
| ,, ૧૪ મો ,, | ૭૫, ૭૬ | ૭૩, ૭૭ |

## વર્ષના રવિવારો અને પવિત્ર દિવસો માટે ઠરાવેલાં ગીતશાસ્ત્રનાં સ્તોત્રો

| પવિત્ર દિવસો | સવાર માટે | સાંજ માટે |
|---|---|---|
| ત્રય પછી ૧૫ મો રવિવાર | ૮૪, ૮૫ | ૮૯ |
| ,, ૧૬ મો ,, | ૮૬, ૮૭ | ૯૦, ૯૧ |
| ,, ૧૭ મો ,, | ૯૨, ૯૩ | ૧૦૦, ૧૦૧, ૧૦૨ |
| ,, ૧૮ મો ,, | ૧૦૩ | ૧૦૭ |
| ,, ૧૯ મો ,, | ૧૧૧, ૧૧૨, ૧૧૩ | ૧૨૦–૧૨૩ |
| ,, ૨૦ મો ,, | ૧૧૪, ૧૧૫ | ૧૨૪–૧૨૭ |
| ,, ૨૧ મો ,, | ૧૧૬, ૧૧૭ | ૧૨૮–૧૩૧ |
| ,, ૨૨ મો ,, | ૧૧૮ | ૧૩૨, ૧૩૩, ૧૩૪ |
| ,, ૨૩ મો ,, | ૧૧૦, ૧૩૫ | ૧૩૭, ૧૩૮, ૧૩૯ |
| ,, ૨૪ મો ,, | ૧૩૬ | ૧૪૦, ૧૪૧, ૧૪૨ |
| ,, ૨૫ મો ,, | ૪૯ | ૭૯, ૮૩ |
| ,, ૨૬ મો ,, | ૮૪, ૧૪૪ | ૧૦૫ |
| આગમનની આગળનો ,, | ૧૪૫, ૧૪૬ | ૧૪૭–૧૫૦ |

**સૂચના:**—ગીતશાસ્ત્રમાંથી માત્ર કેટલાંએક સ્તોત્રો પ્રાર્થના પુસ્તકમાં ઉતારેલાં છે, માટે બીજાં સ્તોત્રો બાયબલમાંથી વાંચવાં.



## બે પર્વો એકજ દિવસે આવે ત્યારે વિધિ કેવી રીતે ચલાવવો તે વિષેની રીત જાણવાનું કોષ્ટક

બે પર્વો એકજ દિવસે આવે તો નીચે કીધેલા હાંસીઆની ડાબી બાજુએ આપેલાં પર્વોના વિધિ ચલાવવા, ને જમણા હાથ તરફનાં પર્વો મૂકી દેવાં, નહિ તો તે પર્વોની બદલીમાં આપેલા જે દિવસો હોય તે પાળવા.

| | |
|---|---|
| આગમનનો પહેલો રવિવાર. | પ. આંદ્રિયાનો દિવસ મંગળવારે પાળવો. |
| આગમનનો ચોથો રવિવાર. | પ. થોમાનો દિવસ સોમવારે પાળવો. |
| પ. સ્તેફન, પ. યોહાન સુવાર્તિક, નિર્દોષ બાળકોનો દિવસ, ખ્રિસ્તની સુન્નતનો દિવસ. | નાતાલ પછીનો પહેલો રવિવાર. |
| એપિફની. | નાતાલ પછીનો બીજો રવિવાર. |
| * પ. પાઉલનું પરિવર્તન. | એપિફની પછીનો ત્રીજો રવિવાર. |
| * ધન્ય કુમારી મર્યમનું શુદ્ધીકરણ. | એપિફની પછીનો ચોથો રવિવાર, સેપ્ટુઆજેસીમા, સેક્ષાજેસીમા, કિવંક્વાજેસીમા. |
| સેપ્ટુઆજેસીમા અથવા સેક્ષાજેસીમા. | પ. પાઉલના પરિવર્તનનો દિવસ સોમવારે પાળવો. |
| સેક્ષાજેસીમા, કિવંક્વાજેસીમા, રાખનો બુધવાર, ઉપવાસ સમયના રવિવારો. | પ. માત્થીનો દિવસ બીજાજ દિવસે પાળવો. |
| ઉપવાસ સમયનો ત્રીજો, ચોથો, અથવા પાંચમો રવિવાર. | ધન્ય કુમારી મર્યમના શુભસમાચારનો દિવસ સોમવારે પાળવો. |

**સૂચના:**— * આ દિવસની સારપ્રાર્થના પછી તે રવિવારની સારપ્રાર્થના વાંચવી.

| | |
|---|---|
| ખજુરીના રવિવારથી પુનરૂત્થાન પછીના પહેલા રવિવાર સુધી. | ધન્યકુમારી મર્યમના શુભસમાચારનો દિવસ, પ. માર્કનો દિવસ, પ. ફીલીપ અને પ. યાકુબનો દિવસ, પુનરૂત્થાન પાછળના પહેલા રવિવાર પછી મંગળવારે પાળવો. |
| * પ. માર્ક, પ. ફીલીપ અને પ. યાકુબ. | પુનરૂત્થાન પછીનો બીજો, ત્રીજો, ચોથો, કે પાંચમો રવિવાર. |
| આકાશગમનનો દિવસ. | પ. ફીલીપ અને પ. યાકુબનો દિવસ શુક્રવારે પાળવો. |
| પ. આત્મા ઉતરવાના રવિવારથી ત્રયના રવિવાર લગી. | પ. બાર્નાબાસનો દિવસ ત્રયના રવિવાર પછીના મંગળવારે પાળવો. |
| * પ. બાર્નાબાસ દિવસ અને બીજા પવિત્ર દિવસો બધા પવિત્રોના દિવસ લગી. | ત્રય પછીના રવિવારો. |

**સૂચના:**—* આ દિવસની સારપ્રાર્થના પછી તે રવિવારની સારપ્રાર્થના વાંચવી.

મુખ્ય પર્વોના દિવસો, જેવા કે નાતાલ, એપિફની, પુનરૂત્થાન, આકાશગમન, પેન્ટેકોસ્ટ અને ત્રયનો રવિવાર, આ દિવસોએ માત્ર તેજ દિવસોની સારપ્રાર્થના વાંચવી.

જગ્યાની બદલી કરેલા દિવસોનાં જાગરણ મૂકી દેવાં.

જ્યારે કોઈ મોટું પર્વ સોમવારે આવે, કાંતો એ પર્વનો દિવસ બદલીને સોમવાર કર્યો હોય, ત્યારે રવિવારની જે પ્રાર્થના હોય, તે તે પર્વની પહેલી પ્રાર્થના ગણીને તે પર્વની સારપ્રાર્થના પછી રવિવારની સારપ્રાર્થના વાંચવી.



એમજ જો એવું કોઈ મોટું પર્વ શનિવારે આવે, તો તે શનિવારની સાંજની પ્રાર્થના તે પર્વની બીજી સાંજની પ્રાર્થના ગણીને તે પર્વની સારપ્રાર્થના પછી રવિવારની સારપ્રાર્થના વાંચવી. આના અપવાદ તરીકે એ રવિવાર આગમનનો પહેલો રવિવાર કે ઉપવાસસમયનો પાંચમો કે છઠ્ઠો રવિવાર હોય તો આ દિવસોએ શનિવારની સાંજની પ્રાર્થના એ રવિવારની પહેલી સંધ્યા પ્રાર્થના ગણીને તે રવિવારની સારપ્રાર્થના પછી તે પર્વની સારપ્રાર્થના વાંચવી.

પ. માત્થીયસનો દિવસ જો રાખના બુધવાર પછીનાં દિવસે આવે, તો બુધવારની સંધ્યા પ્રાર્થના રાખના બુધવારની સંધ્યા પ્રાર્થના ગણીને પ. માત્થીયસના દિવસની સારપ્રાર્થના રાખના બુધની સારપ્રાર્થના પછી વાંચવી.

પ. ફીલીપ અને પ. યાકુબનો દિવસ જો આકાશગમનના દિવસના જાગરણને દિવસે આવે, તો આકાશગમનના દિવસની આગલી સાંજે આકાશગમનના દિવસની સારપ્રાર્થના વાંચવી.

જો એ દિવસ આકાશગમનના દિવસ પછી આવે તો પ્રથમ આકાશગમનના દિવસની સારપ્રાર્થના વાંચવી, અને પછી પ. ફીલીપ અને પ. યાકુબના દિવસની સારપ્રાર્થના વાંચવી.

જો કોઈ નાનું પર્વ કોઈ પવિત્ર દિવસ પર આવતું હોય, તો મુખ્ય પર્વની સારપ્રાર્થના પહેલી વાંચવી, ને તે પછી નાના પર્વની વાંચવી; મોટા પર્વને દિવસે માત્ર તેજ પર્વની સારપ્રાર્થના વાંચવી.

દશ વર્ષ સુધી ચાલે એવું ચલિત પર્વોનું કોષ્ટક.

| ઈસ્વી સન | એપિફની પછીનો રવિવાર | સેપ્ટ્યુઆજેસિમા રવિવાર | ઉપવાસ સમયનો પહેલો દિવસ | પુનરુત્થાનનો દિવસ | વિનંતિનો રવિવાર | આકાશગમનનો દિવસ | પ. આત્મા ઉતરવાનો રવિવાર | ત્રય પછીના રવિવાર | આગમનનો પહેલો રવિવાર |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૪૧ | ચોથો | ફેબ્રુ. ૯ | ફેબ્રુ. ૨૬ | એપ્રિલ ૧૩ | મે ૧૮ | મે ૨૨ | જુન ૧ | ૨૪ | નવે. ૩૦ |
| ૧૯૪૨ | ત્રીજો | ,, ૧ | ,, ૧૮ | ,, ૫ | ,, ૧૦ | ,, ૧૪ | મે ૨૪ | ૨૫ | ,, ૨૯ |
| ૧૯૪૩ | છઠ્ઠો | ,, ૨૧ | માર્ચ ૧૦ | ,, ૨૫ | ,, ૩૦ | જુન ૩ | જુન ૧૩ | ૨૨ | ,, ૨૮ |
| ૧૯૪૪ | ચોથો | ,, ૬ | ફેબ્રુ. ૨૩ | ,, ૯ | ,, ૧૪ | મે ૧૮ | મે ૨૮ | ૨૫ | ડિસે. ૩ |
| ૧૯૪૫ | ત્રીજો | જાન્યુ. ૨૮ | ,, ૧૪ | ,, ૧ | ,, ૬ | ,, ૧૦ | ,, ૨૦ | ૨૬ | ,, ૨ |
| ૧૯૪૬ | પાંચમો | ફેબ્રુ. ૧૭ | માર્ચ ૬ | ,, ૨૧ | ,, ૨૬ | ,, ૩૦ | જુન ૯ | ૨૩ | ,, ૧ |
| ૧૯૪૭ | ત્રીજો | ,, ૨ | ફેબ્રુ. ૧૯ | ,, ૬ | ,, ૧૧ | ,, ૧૫ | મે ૨૫ | ૨૫ | નવે. ૩૦ |
| ૧૯૪૮ | બીજો | જાન્યુ. ૨૫ | ,, ૧૧ | માર્ચ ૨૮ | ,, ૨ | ,, ૬ | ,, ૧૬ | ૨૬ | ,, ૨૮ |
| ૧૯૪૯ | પાંચમો | ફેબ્રુ. ૧૩ | માર્ચ ૨ | એપ્રિલ ૧૭ | ,, ૨૨ | ,, ૨૬ | જુન ૫ | ૨૩ | ,, ૨૭ |
| ૧૯૫૦ | ચોથો | ., ૫ | ફેબ્રુ. ૨૨ | ,, ૯ | ,, ૧૪ | ,, ૧૮ | મે ૨૮ | ૨૫ | ડિસે. ૩ |



# સવાર તથા સાંજની પ્રાર્થના પદ્ધતિ

## જે આખા વર્ષ સુધી રોજ વાંચવી તથા વાપરવી જોઇએ.

જો તે જગ્યાનો ધર્માધિકારી કોઈ બીજી રીતનો હુકમ ન આપે, તો દેવળમાં, પ્રાર્થનાના ઘરમાં, અથવા ચાન્સલની જે જગ્યામાં જ્યાં પ્રાર્થના વંચાતી હોય, ત્યાં સવાર તથા સાંજની પ્રાર્થના વંચાય, અને ચાન્સલ પહેલાં પ્રમાણે જ રહે.

આ વાત ધ્યાનમાં રાખવી કે, દેવળના તથા તેના સેવકોના જે અલંકાર તથા આભુષણ ઈંગ્લાંડની કલીસીયામાં પાર્લમેંટના અધિકારથી છઠ્ઠા એડવર્ડ રાજાના બીજા વર્ષમાં વાપરવામાં આવતા હતા, તે તેમની સેવાના બધા વખતે રાખીને વાપરવા જોઇએ.

## કલીસીયાની ઈશ્વરસેવા વિષે

કલીસીયાની સેવામાં વાપરવામાં આવતી કોઈ રીત, વિધિ કે ક્રિયા વિષે કોઇને કાંઈ સંદેહ પડે કે ગેરસમજ ઉત્પન્ન થાય, અથવા આ પુસ્તકમાંના વિષયો સમજવાને અને વપરાશમાં લાવવા વિષે કાંઈ મતભેદ કે ગેરસમજ ઉભી થાય તો એ જાણવું જોઇએ કે જે લોકો એવી કોઈ શંકા કે વિરુદ્ધ મતમાં પડે, તેઓએ તેમને પોતાના સ્થાનિક બીશપની આગળ જાહેર કરવાં; અને બીશપ પોતાની સમજ પ્રમાણે એ વાતોનું નિરાકરણ કરશે. આ નિરાકરણ આ પુસ્તકના કોઈ વિષયને વિરુદ્ધ હોવું ન જોઇએ. જો બિશપને પોતાને કાંઈ સંદેહ પડે તો એ વાત બીશપોની પ્રાંતિક સભા આગળ લઈ જવામાં આવે.

## વર્ષના બધા દિવસો માટે

# સવારની અને સાંજની પ્રાર્થના પદ્ધતિ સંયુક્ત

¶ પ્રાર્થનાની શરૂઆતમાં સેવકે નીચેનાં વાક્યોમાંથી એક અથવા વધારે મોટેથી વાંચવાં. અને પછી, તેમની આગળ જે આવે છે તે વાંચવું.

જો દુષ્ટ માણસ પોતે કીધેલી દુષ્ટતાથી પાછો ફરીને નીતિ-સંપન્ન તથા યથાર્થ કામો કરે, તો તે પોતાનો જીવ બચાવશે. હઝકી. ૧૮. ૨૭.

હું મારાં ઉલ્લંઘન જાણું છું ને મારૂં પાપ નિત્ય મારી આગળ છે. ગીત. ૫૧. ૩.

મારાં પાપ તરફ નજર ન કર, ને મારા સર્વ અન્યાય ભુંસી નાખ. ગીત. ૫૧. ૯.

ઇશ્વરના યજ્ઞો તો રાંક મન છે; હે ઇશ્વર, તું રાંક અને નમ્ર હૃદયને ધિક્કારીશ નહિ. ગીત. ૫૧. ૧૭.

તમારાં વસ્ત્રો નહિ, પણ તમારાં હૃદયો ફાડો, ને તમારા દેવ યહોવાહ પાસે પાછા આવો; કેમકે તે કૃપાળુ તથા પૂર્ણ કરૂણાળુ, કોપ કરવે ધીમો તથા પુષ્કળ દયાળુ છે, ને વિપત્તીને માટે તેને પશ્ચાતાપ થાય છે. યોએલ. ૨. ૧૩.

દયા તથા ક્ષમા અમારા દેવ પ્રભુની છે, કેમકે અમે તેની વિરૂદ્ધ દંગો કીધો છે; અને યહોવાહ અમારા દેવની વાણીને ન માનતાં તેના નિયમો જે તેણે પોતાના સેવક ભવિષ્યવાદીઓની હસ્તક અમારી આગળ મૂકયા તેમાં અમે ચાલ્યા નથી. દાનિ. ૯. ૧૦.

હે યહોવાહ, કેવળ ન્યાયે મને શિક્ષા કર, ક્રોધથી નહિ, રખે તું મને નાબુદ કરે. યિર્મે. ૧૦. ૨૪; ગીત. ૬. ૧.

પસ્તાવો કરો; કેમકે આકાશનું રાજ્ય પાસે આવ્યું છે. માત્થી ૩. ૨.

હું ઉઠીને મારા બાપની પાસે જઇશ, ને તેને કહીશ કે, બાપ, મેં આકાશ સામે તથા તારી આગળ પાપ કીધું છે; હવે હું તારો દીકરો કહેવાવા યોગ્ય નથી. લુક. ૧૫. ૧૮, ૧૯.

તારા સેવકની સાથે ન્યાયની રૂએ ન વર્ત, કેમકે તારી નજરમાં કોઈ સજીવ માણસ ન્યાયી ઠરશે નહિ. ગીત. ૧૪૩. ૨.

જો આપણે કહીએ કે, આપણને પાપ નથી, તો આપણે પોતાને ભુલાવીએ છીએ, ને આપણામાં સત્ય નથી. જો આપણે આપણાં પાપ કબૂલ કરીએ, તો આપણાં પાપ માફ કરવા તથા આપણને સર્વ અન્યાયથી શુદ્ધ કરવાને તે વિશ્વાસુ તથા ન્યાયી છે. ૧ યોહાન. ૧. ૮, ૯.

વ્હાલા ભાઇઓ, શાસ્ત્ર અનેક જગ્યામાં આપણને ઉત્તેજન આપે છે કે, આપણે પોતાનાં અનેક પ્રકારનાં પાપ તથા ભુંડાઇને કબૂલીને માની લઇએ; અને સર્વશક્તિમાન દેવ, જે આપણો આકાશવાસી બાપ છે, તેની આગળ ઢોંગ કરીને તેમને સંતાડીએ નહિ; પણ નમ્ર, દીન, પસ્તાવિક તથા આજ્ઞાધારી મનથી તેમને માની લઇએ; કે જેથી તેની અનંત કૃપા તથા દયા વડે આપણને તેમની માફી મળે. અને જો કે બધે વખતે આપણે નમ્રતાથી દેવ આગળ આપણાં પાપો માની લેવાં જોઇએ, તો પણ તેના હાથથી જે મોટા મોટા લાભ આપણને થયા છે, તેમને સારૂ તેના ઉપકાર માનવાને, તેની પરમયોગ્ય સ્તુતિ કરવાને તેનું પરમપવિત્ર વચન સાંભળવાને, અને જે વસ્તુઓ દેહ તથા આત્માને માટે જોઇએ તે માગવાને, આપણે ભેગાં થઇએ છીએ, ત્યારે આપણાં પાપ માની લેવાં, એ વિશેષ યોગ્ય છે. તે માટે તમે જેટલાં અહીં છો, તે સર્વને હું વિનંતી કરૂં છું કે, તમે શુદ્ધ મન અને નમ્ર વાણીથી, આકાશી કૃપાના આસનની આગળ આવીને, મારી સાથે સાથે બોલો.

¶ સામાન્ય કબૂલત: આખી મંડળી ઘુંટણ ટેકીને, સેવકની પાછળ બોલે.

હે સર્વશક્તિમાન તથા મહા દયાળુ બાપ, અમે પાપ કીધું છે; અને ભુલાં પડેલાં ઘેટાંની પેઠે, તારા માર્ગોથી ભટકી ગયાં છીએ. અમે અમારા મનના વિચારો, અને ઇચ્છાઓ પાછળ ઘણું ચાલ્યાં છીએ. અમે તારા પવિત્ર નિયમો તોડ્યા છે. અમારે જે કરવું જોઈતું હતું, તે અમે કીધું નથી; પણ જે કરવું જોઈતું ન હતું, તે અમે કીધું છે; તથા અમારામાં કંઈ સાજાપણું નથી; પણ હે પ્રભુ, અમ દીન પાપીઓ પર દયા કર. હે દેવ, જેઓ પોતાનાં પાપ માની લે છે, તેઓને છોડી દે. જેઓ પસ્તાવો કરે છે તેઓને, અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્તમાં જે વચનો તેં માણસજાતને આપેલાં છે, તે પ્રમાણે સાજાં કર. અને હે મહા દયાળુ બાપ, તેને લીધે તું એવું કર કે, હવે પછી અમે ભક્તિથી, ન્યાયીપણાથી, અને બુદ્ધિથી જીવન કાઢીએ; કે જેથી તારા પવિત્ર નામનો મહિમા થાય. આમેન.

¶ પાપમોચન, અથવા પાપોની માફી માત્ર પ્રીસ્ટ ઉભો થઇને સંભળાવે, અને મંડળી એમને એમ ઘુંટણ ટેકી રહે.

સર્વશક્તિમાન દેવ, આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તનો બાપ, કોઈ પાપીનું મરણ થાય એવું ચાહતો નથી, પરંતુ એમ ચાહે છે કે, તે પોતાની ભુંડાઇથી પાછો ફરીને જીવતો રહે; અને તેના જે લોકો પસ્તાવો કરે છે, તેમને તેમનાં પાપોનું મોચન તથા માફી પ્રગટ કરવાને તથા સંભળાવવાને, તેણે પોતાના સેવકોને અધિકાર તથા આજ્ઞા આપી છે; જેઓ ખરો પસ્તાવો કરે છે, તથા તેની પવિત્ર સુવાર્ત્તા પર નિષ્કપટ વિશ્વાસ રાખે છે, તે બધાંને તે ક્ષમા તથા મોચન આપે છે. માટે તે આપણામાં ખરો પસ્તાવો ઉત્પન્ન કરે, તથા પોતાનો પવિત્ર આત્મા આપણને આપે, એવી આપણે તેની વિનંતી કરીએ, કે જે કામ આપણે હમણાં કરીએ છીએ, તે તેને પસંદ પડે; ને આપણું બાકી રહેલું જીવન શુદ્ધ તથા પવિત્ર થાય; કે છેવટે આપણે તેના સદાકાળના આનંદમાં પહોં-



ચીએ; ઇસુ ખ્રિસ્ત આપણા પ્રભુને આસરે. આમેન.

¶ અહીં અને બીજી સઘળી પ્રાર્થનાઓને અંતે લોક 'આમેન' એવો ઉત્તર આપે.

¶ પછી લોક ઘુંટણ ટેકી રહે, અને સેવક પણ ઘુંટણ ટેકીને, સંભળાય એવા સાદથી, પ્રભુની પ્રાર્થના વાંચે; અને પવિત્ર સેવામાં જ્યાં જ્યાં આ પ્રાર્થના આવે, ત્યાં મંડળી તેની સાથે સાથે બોલે.

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વીપર તારી ઇચ્છા પૂરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને પરિક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર, કેમકે રાજ્ય તથા પરાક્રમ તથા મહિમા સર્વકાળ સુધી તારાં છે. આમેન.

¶ પછી આ પણ કહે,

પ્રીસ્ટ: હે પ્રભુ, તું અમારા હોઠ ઉઘાડ.

ઉત્તર: તો અમારૂં મુખ તારી સ્તુતિ પ્રગટ કરશે.

પ્રીસ્ટ: હે દેવ, અમને તારવા સારૂ ઉતાવળ કર.

ઉત્તર: હે પ્રભુ, ઉતાવળે અમારી સહાય કર.

¶ અહીં બધાં ઉભાં થાય, અને પ્રીસ્ટ કહે,

પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ;

ઉત્તર: જેવો આરંભમાં હતો, હમણાં છે ને સદાકાળ યુગાનુયુગ રહેશે. આમેન.

પ્રીસ્ટ: પ્રભુની સ્તુતિ કરો.

ઉત્તર: પ્રભુના નામની સ્તુતિ થાઓ.

¶ આ પછી,

## સવારની પ્રાર્થનામાં ગીત

સ્તોત્ર ૯૫; અને સાંજની પ્રાર્થનામાં સેવક જાહેર કરે તે પ્રમાણે સ્તોત્ર વંચાય કે ગવાય.

ગીતસ્તોત્ર ૯૫.

આવો, આપણે યહોવાહની આગળ ગાઈએ; આપણા તારણના ખડકની આગળ હર્ષનાદ કરીએ.

ઉપકારસ્તુતિ સાથે તેની હજુરમાં આવીએ, ને ગીતોથી તેની આગળ હર્ષનાદ કરીએ.

કેમકે યહોવાહ તે મોટો દેવ, ને સર્વ દેવોપર મોટો રાજા છે.

તેના હાથમાં પૃથ્વીનાં ઉંડાણો છે, પર્વતોનાં શિખરો પણ તેનાં છે.

સમુદ્ર તેનો છે, ને તેણે તે બનાવ્યો; ને તેના હાથોએ કોરી ભૂમી રચી.

આવો, ભજીએ તથા નમીએ, યહોવાહ આપણા કર્તાની આગળ ધુંટણે પડીએ.

કેમકે તે આપણો દેવ છે, ને આપણે તેના ચારાના લોક તથા તેના હાથનાં ઘેટાં છીએ. આજ જો તમે તેની વાણી સાંભળો તો કેવું સારૂં!

જેમ મરીબાહમાં, જેમ અરણ્યમાં માસ્સાહને દિવસે, તેમ તમે તમારાં હૃદયોને કઠણ ન કરો.

તે વેળાએ તમારા પિતૃઓએ મારૂં પરિક્ષણ કીધું, મને પારખ્યો તથા મારૂં કૃત્ય જોયું.

ચાળીસ વર્ષ સુધી હું તે પેઢીથી કંટાળો પામતો હતો, ને મેં કહ્યું, તે હૃદયમાં ભુલનાર લોક છે, ને તેઓએ મારા માર્ગો જાણ્યા નથી.

માટે મેં મારા ક્રોધમાં સમ ખાધા, કે તેઓ મારા વિશ્રામમાં પેસશે નહિ.

પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ;

જેવો આરંભમાં હતો, હમણાં છે, ને સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

¶ આ પછી સવારે તેમજ સાંજે ગીતશાસ્ત્રમાંનાં સ્તોત્ર સેવક જાહેર કરે તે પ્રમાણે વંચાય કે ગવાય; અને દરેક સ્તોત્રની આખરે નીચેનાં વાક્યો બોલાય કે ગવાય :

પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ;

ઉત્તર : જેવો આરંભમાં હતો, હમણાં છે, ને સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

¶ પછી જો તે દિવસને માટે કોઈ વિશેષ વાચનો ઠરાવેલાં ન હોય, તો પંચાંગ પ્રમાણે જુના કરારમાંથી ૧ લું વાચન સ્પષ્ટ તથા ઉંચ સાદે વંચાય; વાંચનાર



એવી રીતે ઉભો રહે કે બધા લોકો સારી રીતે સાંભળી શકે. ત્યાર પછી આખું વરસ દરરોજ સવારની પ્રાર્થનામાં આ 'ઈશ્વરસ્તુતિ' નામનું ગીત, અને સાંજે ધન્ય કુંવારી મરિયમનું ગીત વંચાય અથવા ગવાય.

¶ જાણવું જોઇએ કે, દરેક વાચન પહેલાં સેવકે એમ કહેવું જોઇએ કે, ફલાણા પુસ્તકનો ફલાણો અધ્યાય, ફલાણી કલમથી શરૂ થાય છે; અને દરેક વાચનને અંતે એમ કહેવું કે, અહીં પહેલું અથવા બીજું વાચન પુરૂં થયું.

**ઈશ્વરસ્તુતિ** ( સવાર માટે )

હે દેવ, અમે તારી સ્તુતિ કરીએ છીએ; અમે તને પ્રભુ કરીને માનીએ છીયે.

આખી પૃથ્વી તુજ અનંત પિતાને સેવે છે.

તને બધા દૂતો, આકાશો, ને તેમાંની બધી શક્તિઓ મોટેથી પોકારે છે.

કરૂબીમ તથા સરાફીમ નિરંતર પોકારે છે કે,

પવિત્ર, પવિત્ર, પવિત્ર, સૈન્યોના પ્રભુ દેવ;

તારા મહિમાના પ્રતાપથી આકાશ તથા પૃથ્વી ભરેલી છે.

પ્રેરિતોનો મહિમાવાન સમાજ તારી સ્તુતિ કરે છે.

પ્રવક્તાઓનો માન્ય સમુદાય તારી સ્તુતિ કરે છે.

સાક્ષીઓનું શુભ્ર સૈન્ય તારી સ્તુતિ કરે છે.

આખી પૃથ્વીમાં પવિત્ર કલીસીયા તને માને છે;

કે તું પિતા અપાર પ્રતાપવાળો;

તારા પૂજ્યમાન, સત્ય, તથા એકલા પુત્રને;

ને પવિત્ર આત્મા શાંતિદાતાને.

ઓ ખ્રિસ્ત, તું મહિમાનો રાજા છે.

તું પિતાનો સનાતન પુત્ર છે.

જ્યારે માણસોને છોડાવવાનું તેં માથે લીધું, ત્યારે કુંવારીનું પેટ તેં તુચ્છકાર્યું નહિ.

મોતના ડંખ પર વિજયી થઇને, બધા વિશ્વાસીઓને સારૂ આકાશનું રાજ્ય તેં ઉઘાડી દીધું.

તું દેવને જમણે હાથે, પિતાના મહિમામાં બેઠો છે.

અમને વિશ્વાસ છે, કે તું અમારો ન્યાયાધીશ થઇને આવનારો છે.

માટે અમે તને વિનંતિ કરીએ છીએ, કે તારા જે દાસોને તેં તારા મૂલ્યવાન લોહીથી છોડાવ્યા છે, તેમની સહાય કર.

તારા અનંત મહિમામાં, તારા પવિત્રોની સાથે તેઓની ગણત્રી કર.

ઓ પ્રભુ, તારા લોકોની રક્ષા કર, અને તારા વારસાને આશીર્વાદ આપ.

તેઓપર રાજ્ય કર, અને સર્વદા તેઓની ઉન્નતિ કર.

દિન પ્રતિદિન અમે તને મોટો માનીએ છીએ;

અને તારા નામની સેવા, સદાકાળ યુગાનુયુગ કરીએ છીએ.

ઓ પ્રભુ, દયા કરીને આજનો દિવસ પાપથી અમારી રક્ષા કર.

ઓ પ્રભુ, અમ પર દયા કર, અમ પર દયા કર.

ઓ પ્રભુ, તારી દયા અમ પર ઉતાર, કેમકે અમારી આશા તારા ઉપર છે.

ઓ પ્રભુ, તારા ઉપર મેં આશા રાખી છે, મને કદી લજ્જિત થવા ન દે.

¶ એ પછી, બીજું શાસ્ત્રવાચન.

## ઝખાર્યાનું ગીત: સવાર માટે

પ. લુક ૧.૬૮

ઈસ્રાએલનો દેવ પ્રભુ સ્તુતિવાન થાઓ, કેમકે તેણે પોતાના લોકની મુલાકાત લઈને તેઓનો ઉદ્ધાર કીધો છે.

અને તેણે જગતના આરંભથી થતા આવેલા પવિત્ર પ્રબોધકોના મ્હોથી કહ્યું હતું તે પ્રમાણે,

તેણે પોતાના સેવક દાવુદના કુળમાં આપણને સારૂ તારણનું શિંગ ઉભું કીધું છે,

એટલે આપણા શત્રુઓથી તથા આપણાપર દ્વેષ રાખનારા સર્વના હાથમાંથી તારણ;

એ સારૂ કે તે આપણા બાપદાદાઓ પ્રત્યે દયા દેખાડે, તથા પોતાનો પવિત્ર કરાર સંભારે,

એટલે તેણે આપણા બાપ ઈબ્રાહીમની સાથે જે સમ ખાધા તે;

એ માટે કે તે આપણે સારૂ એવું કરે કે, આપણે પોતાના શત્રુઓના હાથમાંથી છુટકો પામીને, નિર્ભયતાથી આપણા આખા આયુષ્યભર તેની આગળ શુધ્ધતાથી તથા ન્યાયીપણાથી



તેની સેવા કરીએ.

અને ઓ છોકરા, તું પરાત્પરનો પ્રબોધક કહેવાશે; કેમકે તું પ્રભુની આગળ ચાલશે, એ માટે કે તું પ્રભુના માર્ગો તૈયાર કરે,

તથા તેના લોકનાં પાપની માફી મળવાથી જે તારણ, તેનું જ્ઞાન તું તેઓને આપે.

અને આ માફી આપણા દેવની ઘણી દયાને લીધે થાય છે; જેણે કરીને અરૂણોદય ઉપરથી આપણા પર આવ્યો છે,

એ માટે કે, અંધારામાં તથા મરણની છાયામાં જેઓ બેઠેલા તેઓને તે પ્રકાશ પમાડે; તથા આપણા પગને શાંતિના માર્ગમાં દોરી જાય.

પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ;

જેવો આરંભમાં હતો, હમણાં છે, ને સદાકાળ યુગાનુયુગ રહેશે. આમેન.

¶ અથવા સ્તોત્ર ૧૦૦.

(સાંજને માટે) ૧ લા શાસ્ત્રવાચન પછી.

## ધન્ય કુંવારી મરીયમનું ગીત:

પ. લુક ૧. ૪૬.

મારો જીવ પ્રભુને મોટો માને છે, અને દેવ મારા તારનારમાં મારો આત્મા હરખાયો છે,

કારણ કે તેણે પોતાની દાસીની દીનાવસ્થાપર દૃષ્ટિ કીધી છે; કેમકે જો હવેથી સઘળી પેઢીઓ મને ધન્ય કહેશે.

કેમકે પરાક્રમીએ મારે સારૂ મોટાં કામ કીધાં છે, ને તેનું નામ પવિત્ર છે.

અને જેઓ તેનું ભય રાખે છે, તેઓપર પેઢી દરપેઢી તેની દયા રહે છે.

તેણે પોતાને ભુજે બળ દેખાડ્યું છે, ને ગર્વિષ્ટોને તેઓના હૃદયની કલ્પનામાં વેરી નાખ્યા છે.

તેણે સરદારોને રાજ્યાસન પરથી ઉતારી નાખ્યા છે, ને દીન જનોને તેણે ઉંચા કીધા છે.

તેણે ભુખ્યાંઓને સારાં વાનાંથી તૃપ્ત કીધાં છે, ને શ્રીમંતોને ખાલી હાથે પાછા કાઢ્યા છે.

આપણા બાપદાદાઓને, તેના કહ્યા પ્રમાણે ઈબ્રાહીમ પર તથા તેના વંશ પર

સદા દયા કરવાનું સંભારીને, તેણે પોતાના સેવક ઈસ્રાએલને સહાય કીધી.

પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ;

જેવો આરંભમાં હતો, હમણાં છે, તે સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

¶ અથવા સ્તોત્ર ૯૮.

આ પછી સાંજનું બીજું શાસ્ત્ર-વાચન અને એ પછી

## સીમઓનનું ગીત:

૫. લુક ૨. ૨૯.

ઓ સ્વામી, હવે તારા વચન પ્રમાણે તું તારા દાસને શાંતિએ જવા દે છે;

કેમકે મારી આંખોએ તારૂં તારણ દીઠું છે.

જેને સર્વ લોકની સન્મુખ તેં સિદ્ધ કીધું છે;

વિદેશીઓને પ્રકાશ આપવા સારૂ, તથા તારા ઇસ્રાએલી લોકોનો મહિમા થવા સારૂ તે અજવાળું છે.

પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ;

જેવો આરંભમાં હતો, હમણાં છે, તે સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

¶ અથવા સ્તોત્ર ૯૭.

## સવારસાંજ માટે સામાન્ય:

પ્રેરિતોનું વિશ્વાસનામું

¶ સેવક ને મંડળી ઉભાં રહીને બોલે કે ગાય.

સર્વશક્તિમાન દેવ જે પિતા, આકાશ તથા પૃથ્વીનો ઉત્પન્ન કરનાર, તે પર હું વિશ્વાસ કરૂં છું.

અને ઇસુ ખ્રિસ્ત તેનો એક-નો એક પુત્ર, અમારો પ્રભુ, તે પર હું વિશ્વાસ કરૂં છું. તે પવિત્ર આત્માના પરાક્રમથી ગર્ભ-સ્થાનમાં રહી, કુંવારી મરિયમથી જન્મ્યો; તેણે પંતિઅસ પિલા-તના અધિકાર તળે દુઃખ વેઠયું, તે ક્રુસપર જડાયો, મરણ પામ્યો ને દટાયો, તે અદશ્ય લોકમાં ઉતરી ગયો; તે ત્રીજે દહાડે મુએલાંમાંથી જીવી ઉઠયો, તે આકાશમાં ચઢી ગયો, ને સર્વશક્તિમાન દેવ પિતાને જમણે હાથે બેઠો છે; ત્યાંથી તે જીવતાંનો તથા મુએલાંનો ન્યાય કરવા સારૂ આવવાનો છે.

અને પવિત્ર આત્મા પર હું વિશ્વાસ કરૂં છું. પવિત્ર કાથોલીક કલીસીયા; પવિત્રોની સંગત પાપોની માફી; શરીરનું પુનરૂ-ત્થાન, અને સર્વકાળનું જીવન; એ વાતો પર હું વિશ્વાસ કરૂં છું. આમેન.

¶ પછી બધાં ભક્તિભાવથી ઘુંટણે પડે, ને આ નીચેની પ્રાર્થનાઓ વંચાય, પરંતુ સેવક પહેલાં મોટે સાદે એમ બોલે :

પ્રભુ તમારી સાથે રહો.

ઉત્તર : અને તારા આત્માની સાથે પણ રહો.

સેવક: આપણે પ્રાર્થના કરીએ.

પ્રભુ, અમારા પર દયા કર.

ખ્રિસ્ત, અમારા પર દયા કર.

પ્રભુ, અમારા પર દયા કર.

¶ પછી સેવકે, સહાયકારીઓએ તથા મંડળીએ મોટે સાદે પ્રભુની પ્રાર્થના બોલવી.

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકા-શમાં તેમ પૃથ્વી પર તારી ઈચ્છા પૂરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરા-ધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને પરિક્ષ-ણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર. આમેન.

¶ પછી પ્રીસ્ટ ઉભો થઇને બોલે,

હે પ્રભુ, તારી દયા અમારા પર પ્રગટ કર;

ઉત્તર : અને તારૂં તારણ અમને આપ.

પ્રીસ્ટ : ઓ પ્રભુ, મહારાજાનું તારણ કર.

ઉત્તર : અને જ્યારે અમે તારી પ્રાર્થના કરીએ, ત્યારે દયા કરીને અમારૂં સાંભળ.

પ્રીસ્ટ : તું તારા સેવકોને ન્યાયી-પણાનાં વસ્ત્ર પહેરાવ.

ઉત્તર : અને તારા નિવડેલા લોકોને આનંદિત કર.

પ્રીસ્ટ : ઓ પ્રભુ, તારા લોકોને તાર.

ઉત્તર : અને તારા વારસાને આશીર્વાદ દે.

પ્રીસ્ટ : ઓ પ્રભુ, અમારા વખતમાં શાંતિ રાખ.

ઉત્તર : કેમકે ઓ દેવ, તુજ-વિના અમારે માટે બીજો કોઈ લડનાર નથી.

પ્રીસ્ટ : ઓ દેવ, તું અમારાં મન શુદ્ધ કર.

ઉત્તર : અને તારો પવિત્ર આત્મા અમારી પાસેથી લઈ ન લે.

¶ એ પછી સર્વ ઘુંટણ ટેકી રહે, અને ત્રણ સારપ્રાર્થનાઓ વંચાય; પહેલી તે દિવસની, જે સંગતની પદ્ધતિમાં ઠરાવેલી હોય તે; બીજી શાંતિને માટે; અને ત્રીજી (સવારમાં) સારી ચાલ ચાલવાની કૃપાને માટે; (સાંજે) બધા સંકટોમાંથી બચાવ પામવાને માટે, જેમ અહીં છે તેમ વંચાય. આ છેલ્લી બે સારપ્રાર્થનાઓ સવાર તેમજ સાંજની પ્રાર્થના વખતે તેમના અનુક્રમ પ્રમાણે આખા વર્ષમાં પ્રતિ દિવસે વપરાય.

## (સવારને માટે : બીજી સારપ્રાર્થના.)
## શાંતિને માટે.

હે દેવ, તું શાંતિનો કર્ત્તા તથા મેળાપનો ચાહનાર છે, તને જાણવો એજ અનંત જીવન છે, તારી સેવા ખરી સ્વતંત્રતા છે; તું અમારા વૈરીઓની બધી ચઢાઇઓથી અમ તારા નમ્ર સેવકોનું રક્ષણ કર, કે અમે તારી રક્ષા ઉપર પૂરો ભરોસો રાખીને, કોઈ પણ વૈરીના બળથી ડરીએ નહિ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના સામર્થ્યને લીધે. આમેન.

## (સવારને માટે : ત્રીજી સારપ્રાર્થના.)
## કૃપાને માટે.

હે પ્રભુ, અમારા આકાશ-માંના બાપ, સર્વસમર્થ તથા સનાતન દેવ, તેં આજની સવાર સુધી અમને સાજાંસમાં રાખ્યાં છે; તું તારા મહા બળથી આખો દિવસ અમારૂં રક્ષણ કર; અને આજ અમે કોઈ પણ પાપમાં અથવા સંકટમાં પડીએ નહિ; પણ અમારાં બધાં કામો તારા અધિ-કાર વડે ચાલે એવું તું કર, કે જેથી કરીને તારી નજરમાં જે સારૂં હોય તેજ અમે સર્વદા કરતા રહીએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## (સાંજને માટે : બીજી સારપ્રાર્થના.)

હે દેવ, બધી પવિત્ર ઇચ્છાઓ, બધા ઉત્તમ વિચારો, અને બધાં ન્યાયી કામો તારાથી થાય છે; જે શાંતિ જગત નથી આપી શકતું, તે તું તારા દાસોને આપ, કે તારી આજ્ઞાઓ પાળવા ઉપર અમારાં મન લાગી રહે, અને અમારાં શત્રુઓના ભયમાંથી રક્ષણ પામીને અમે વિશ્રાંતિ તથા શાંતિમાં અમારો વખત કાઢીએ; અમારા ત્રાતા ઇસુ ખ્રિસ્તના પુણ્યને લીધે. આમેન.

## (સાંજને માટે : ત્રીજી સારપ્રાર્થના.)
## બધાં સંકટોથી રક્ષણ પામવા માટે.

હે પ્રભુ, અમે તારી વિનંતિ કરીએ છીએ કે, અમારા અંધ-કારને પ્રકાશ કરી નાંખ; અને તારી ઘણી દયાથી આ રાતનાં બધાં સંકટ તથા ભયમાંથી અમારૂં રક્ષણ કર; તારા એકના એક પુત્ર, અમારા તારનાર, ઇસુ ખ્રિસ્તના પ્રેમને માટે. આમેન.

¶ આ જગ્યાએ (ત્રીજી સારપ્રાર્થના પછી) સવાર તેમજ સાંજે ગીત ગાઈ શકાય.

## શાહેનશાહ અને રાજેશ્રી કુંટુંબને માટે પ્રાર્થના.

હે સર્વસમર્થ ઈશ્વર, તું સર્વ સારાપણાનું ઝરણ છે; અમે નમ્રતાથી તને વિનંતિ કરીએ છીએ કે, તું અમારા શ્રેષ્ઠ સ્વામી મહારાજા જ્યૉર્જ કૈસરે હિંદ, મહારાણી એલીસાબેથ, રાજ-માતા મેરી, રાજકુમારી એલી-સાબેથ, અને સર્વ રાજકુટુંબને તારો આશીર્વાદ આપ; તેમને તારા પવિત્ર આત્માથી ભર; તેમને તારી આકાશી કૃપાથી ધનવાન કર; તેમને સર્વ પ્રકારનું સુખ દઇને સફળ કર; અને તેમને તારા સનાતન રાજ્યમાં પહોંચાડ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## પાદરીઓ તથા લોકોને સારૂ પ્રાર્થના.

સર્વશક્તિમાન અને સનાતન ઈશ્વર, કેવળ તુંજ મોટાં અદ્દભુત કામો કરે છે; અમારા બીશપો તથા પાળકો પર, તથા જે બધી મંડળીઓ તેઓને સોંપાએલી છે તેમના ઉપર તારી કૃપાનો આરોગ્યકારક આત્મા ઉતાર; અને તેઓ તેને ખરેખાત સંતોષી કરે, માટે તેમના પર તારા

આશીર્વાદનો ઓસ નિરંતર વરસાવ. ઓ પ્રભુ, અમારા પક્ષવાદી તથા મધ્યસ્થ ઈસુ ખ્રિસ્તના માનને માટે તું એવું કર. આમેન.

**હિંદુસ્તાન, બ્રહ્મદેશ અને લંકા માટે પ્રાર્થના.**

હે દેવ, તેં બધી દેશજાતિઓને પૃથ્વીની પીઠ પર રહેવા સારૂ એકજ લોહીથી ઉત્પન્ન કીધી છે, અને તારા ધન્યવાન પુત્રને એ માટે મોકલ્યો કે, જેઓ દૂર છે તેમને, તથા જેઓ પાસે છે તેમને પણ તે શાંતિ પ્રગટ કરે. એવું કર કે હિંદ, બ્રહ્મદેશ અને લંકાના સઘળા લોકો તને શોધે તથા જાણે; અને હે આકાશમાંના બાપ, તારૂં વચન છે કે, "હું મારો આત્મા બધી મનુષ્યજાત પર રેડીશ," તે વચન તું જલદીથી પુરૂં કર; ઈસુ ખ્રિસ્ત અમારા તારનારના વસીલાથી. આમેન.

**પવિત્ર ક્રુસોસ્તોમની પ્રાર્થના.**

હે સર્વશક્તિમાન દેવ, તેં અમારા પર એવી કૃપા કીધી છે કે, અમે આ વખતે એક મતના થઈને, તારી આગળ અમારી સાધારણ વિનંતીઓ કીધી છે; અને તેં વચન આપ્યું છે કે, જ્યારે બે અથવા ત્રણ તારે નામે એકઠાં થાય, ત્યારે તું તેમની વિનંતીઓ પ્રમાણે આપીશ; માટે ઓ પ્રભુ, હમણાં તારા સેવકોનું જેમ ઉત્તમ રીતે ભલું થાય, તેમ તેમનાં મનની આશાઓ તથા વિનંતીઓને પૂર્ણ કર; અને અમને આ લોકમાં તારા સત્યનું જ્ઞાન અને પરલોકમાં સર્વકાળનું જીવન મળે, એવું તું કર. આમેન.

**૨ કરિંથી ૧૩.૧૪.**

આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા, તથા દેવની પ્રીતિ, તથા પવિત્ર આત્માની સંગત, આપણ સર્વની સાથે સર્વકાળ સુધી થાઓ. આમેન.

¶ **અહીંયાં વર્ષના દરેક દિવસ માટે સવાર અને સાંજની પ્રાર્થનાની પદ્ધતિ સમાપ્ત થઈ.**



## પવિત્ર આથેનેસ્યસનું વિશ્વાસનામુ

¶ **નાતાલ, એપિફની, પ. માત્થીઅસ, પુનરૂત્થાન, આકાશગમન, પેન્ટેકોસ્ટ, પ. યોહાન બાપ્તિસ્મી, પ. યાકુબ, પ. બારથલમી, પ. માત્થી, પ. સિમોન અને પ. યહુદા, પ. આંદ્રિયા તથા ત્રયના રવિવાર, વગેરે પર્વો પર પ્રેરિતોના વિશ્વાસનામાના બદલામાં સવારની પ્રાર્થના વખતે સેવક તથા મંડળી ઉભાં થઇને આપણા ખ્રિસ્તી ધર્મનું વિશ્વાસનામુ, જે સાધારણ રીતે પવિત્ર આથેનેસ્યસનું વિશ્વાસનામુ કહેવાય છે, તે ગાય અથવા વાંચે.**

જે કોઈ તારણ ચાહે છે, તેને જરૂર છે કે, બધી વાતો કરતાં કાથોલીક વિશ્વાસને ઝાલી રાખે.

આ વિશ્વાસને જો કોઈ સંપૂર્ણ તથા શુદ્ધ ન રાખે, તો તે નિસંદેહ સદાકાળના નાશમાં જશે.

અને કાથોલીક વિશ્વાસ એ છે કે, આપણે એક દેવની સેવા ત્રયમાં, તથા ત્રયની સેવા ઐક્યતામાં કરીયે.

વ્યક્તિઓને મિશ્રિત ન કરીયે, તેમજ તત્ત્વના વિભાગ ન કરીયે.

કેમકે, પિતા ભિન્ન વ્યક્તિ, પુત્ર ભિન્ન વ્યક્તિ, તથા પવિત્ર આત્મા ભિન્ન વ્યક્તિ છે.

પરંતુ પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માનું દેવત્વ એકજ; તેમનો મહિમા સરખો, તથા પ્રતાપ સમ સનાતન છે.

જેવો પિતા છે, તેવોજ પુત્ર છે, અને તેવોજ પવિત્ર આત્મા છે.

પિતા સૃજાએલો નહિ, પુત્ર સૃજાએલો નહિ, તથા પવિત્ર આત્મા સૃજાએલો નહિ.

પિતા અનંત, પુત્ર અનંત, અને પવિત્ર આત્મા અનંત.

પિતા સનાતન, પુત્ર સનાતન, અને પવિત્ર આત્મા સનાતન.

તો પણ ત્રણ સનાતન નહિ, પણ એકજ સનાતન.

એજ પ્રમાણે ત્રણ અનંત નહિ, તેમજ ત્રણ અસૃષ્ટ નહિ પણ અસૃષ્ટ એકજ, અને અનંત એકજ.

એમજ પિતા સર્વસમર્થ, પુત્ર સર્વસમર્થ, અને પવિત્ર

આત્મા સર્વસમર્થ.

માટે પિતા દેવ છે, પુત્ર દેવ છે, તથા પવિત્ર આત્મા દેવ છે.

તો પણ ત્રણ દેવ નહિ, પણ એકજ દેવ છે.

તેમજ પિતા પ્રભુ, પુત્ર પ્રભુ અને પવિત્ર આત્મા પ્રભુ છે.

તો પણ ત્રણ પ્રભુ નહિ, પણ એકજ પ્રભુ છે.

કેમકે, જે રીતે, ખ્રિસ્તી સત્ય પ્રમાણે આપણને માનવું પડે છે કે, દરેક વ્યક્તિ પોતે દેવ તથા પ્રભુ છે;

તે રીતે, કાથોલીક ધર્મમાં ત્રણ દેવ અથવા ત્રણ પ્રભુ છે, એમ કહેવાનો આપણને નિષેધ કરેલો છે.

પિતા કોઇથી થયો નથી, તેમજ સૃષ્ટ નથી, અથવા જનિત નથી.

પુત્ર કેવળ પિતાથી છે, કૃત નહિ, અથવા સૃષ્ટ નહિ, પણ જનિત છે.

પવિત્ર આત્મા પિતા તથા પુત્રથી છે, કૃત નહિ, અથવા સૃષ્ટ નહિ અથવા જનિત નહિ, પણ નીકળે છે.

માટે ત્રણ પિતાઓ નહિ, પણ એકજ પિતા છે; ત્રણ પુત્ર નહિ, પણ એકજ પુત્ર છે; ત્રણ પવિત્ર આત્મા નહિ, પણ એકજ પવિત્ર આત્મા છે.

અને આ ત્રયમાં કોઈ એક બીજાથી આગળ અથવા પાછળ નથી, અથવા કોઈ એક બીજાથી મોટો અથવા નાનો નથી.

પરંતુ સંપૂર્ણ ત્રણે વ્યક્તિ સરખી રીતે સનાતન તથા સરખી રીતે સમાન છે.

માટે જેમ આગળ કહ્યું છે તેમ, બધી વાતોમાં ઐક્યતામાં ત્રણ અને ત્રયમાં ઐક્યતાની આરાધના કરવી જોઇએ.

માટે જો કોઈ તારણ પામવા ઇચ્છે, તો તેણે ત્રયના વિષયમાં એમજ માનવું જોઇએ.

એ વિના, સર્વકાળિક તારણને માટે એ અવશ્યનું છે, કે આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તના દેહધારણ ઉપર ખરો વિશ્વાસ રાખે.

કેમકે યથાર્થ વિશ્વાસ આ છે કે, આપણે વિશ્વાસ તથા અંગિકાર કરીએ કે, આપણો પ્રભુ ઇસુ ખ્રિસ્ત, દેવનો દીકરો,



તે દેવ તથા માણસ છે.

પિતાના તત્ત્વથી અકાળ જન્મિત તે દેવ છે; અને માતાના તત્ત્વથી કાળમાં જન્મેલો તે માણસ છે.

સંપૂર્ણ દેવ તથા સંપૂર્ણ માણસ; બુદ્ધિયુક્ત જીવ, તથા માનવી શરીરથી થએલો;

તેના દેવપણામાં પિતાને સમાન, અને તેના માનવીપણામાં પિતાથી ઉતરતો.

જો કે તે દેવ તથા માણસ છે; તો પણ તે બે નહિ, પણ એકજ ખ્રિસ્ત છે.

દેવત્વને માંસમાં બદલી નાંખ્યું, તેથી એકજ, એમ નહિ, પણ માનવીપણાને દેવત્વમાં લઈ આવ્યો તેથી.

સર્વથા એકજ છે, તત્ત્વના મિશ્રિત થવાથી નહિ, પણ વ્યક્તિની ઐક્યતાથી; કેમકે, જેમ બુદ્ધિયુક્ત જીવ ને શરીર ( મળીને ) એક મનુષ્ય બને છે, તેમજ દેવ તથા માણસ મળીને એક ખ્રિસ્ત છે.

તેણે આપણા તારણને માટે દુઃખ વેઠયું, અદ્રષ્ય લોકમાં ઉતરી ગયો, ત્રીજે દિવસે મુએલાંમાંથી જીવી ઉઠયો.

આકાશમાં ચઢી ગયો, અને સર્વશક્તિમાન દેવ પિતાને જમણે હાથે બેઠો છે; ત્યાંથી તે જીવતાંનો તથા મુએલાંનો ન્યાય કરવા સારૂ આવવાનો છે.

તેના આગમન વખતે બધાં માણસો પોતપોતાની દેહ સાથે ફરી જીવી ઉઠશે; અને પોતાનાં કામોનું લેખું આપશે.

ત્યારે જેઓએ સારૂં કીધું છે, તેઓ સર્વકાળના જીવનમાં, અને જેઓએ ભુંડું કીધું છે, તેઓ સર્વકાળના અગ્નિમાં જશે.

કાથોલીક વિશ્વાસ આ છે; તેનો જો કોઈ દઢ વિશ્વાસ ન કરે, તો તે તારણ પામી શકશે નહિ.

પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ.

# ત્રણ જુવાનોનું ગીત

હે પ્રભુનાં સર્વ કામો, તમે પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો ને સર્વકાળ મોટો માનો.

હે પ્રભુના દુતો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો ને સર્વકાળ મોટો માનો.

હે આકાશો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે અંતરાળ ઉપરનાં જળો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે પ્રભુની સર્વશક્તિઓ, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે સૂર્ય તથા ચંદ્ર, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે આકાશના તારાઓ, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે ઝાપટાં તથા ઓસ, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે દેવના વાયુઓ, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે અગ્નિ તથા ઉષ્ણતાઓ પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે શિયાળા તથા ઉન્હાળા, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે ઝાકળ તથા ઠાર, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે શિત તથા ટાઢ, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે બરફ તથા હીમ, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે રાત્રીઓ તથા દિવસો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે અજવાળા તથા અંધારા, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે વિજળીઓ તથા મેઘો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો ને સર્વકાળ મોટો માનો.

પૃથ્વી પ્રભુનો ધન્યવાદ કરે; તેને સ્તવે, ને સર્વકાળ મોટો માને.



હે પર્વતો તથા ડુંગરો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે પૃથ્વીની સર્વ વનસ્પતીઓ, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે ઝરણો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે સમુદ્રો, તથા રેલો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે મહામત્સ્યો તથા સર્વ જળચરો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે આકાશનાં સર્વ પક્ષીઓ, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે સર્વ વનપશુઓ તથા ગ્રામપશુઓ, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે માનવપુત્રો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

ઇસ્રાએલ પ્રભુનો ધન્યવાદ કરે; તેને સ્તવે, ને સર્વકાળ મોટો માને.

હે પ્રભુના યાજકો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે પ્રભુના સેવકો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે ન્યાયીઓના આત્માઓ તથા જીવો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે પવિત્ર તથા નમ્ર હૃદયના લોકો, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

હે હનાન્યા, અઝાર્યાહ તથા મિશાએલ, પ્રભુનો ધન્યવાદ કરો; તેને સ્તવો, ને સર્વકાળ મોટો માનો.

પિતા, તથા પુત્ર તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ;

જેવો આરંભમાં હતો, હમણાં છે, ને સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

# લિટાની



¶ આ લિટાની, એટલે સાધારણ વિનંતિઓ, રવિવારે, બુધવારે અને શુક્રવારે સવારની પ્રાર્થના પછી, અથવા કોઈ બીજા વખતે જ્યારે ધર્માધિકારી આજ્ઞા આપે ત્યારે ગવાય કે વંચાય :

હે દેવ પિતા, તું જે આકાશમાં છે, અમ દીન પાપીઓ પર દયા કર.

હે દેવ પિતા, તું જે આકાશમાં છે, અમ દીન પાપીઓ પર દયા કર.

હે દેવ પુત્ર, જગતને ખંડી લેનાર, અમ દીન પાપીઓ પર દયા કર.

હે દેવ પુત્ર, જગતને ખંડી લેનાર, અમ દીન પાપીઓ પર દયા કર.

હે દેવ પવિત્ર આત્મા, તું જે પિતા તથા પુત્રમાંથી નીકળે છે, અમ દીન પાપીઓ પર દયા કર.

હે દેવ પવિત્ર આત્મા, તું જે પિતા તથા પુત્રમાંથી નીકળે છે, અમ દીન પાપીઓ પર દયા કર.

હે પવિત્ર, ધન્યવાન અને મહિમાવાન ત્રય, ત્રણ વ્યક્તિ અને એકજ દેવ, અમ દીન પાપીઓ પર દયા કર.

હે પવિત્ર, ધન્યવાન અને મહિમાવાન ત્રય, ત્રણ વ્યક્તિ અને એકજ દેવ, અમ દીન પાપીઓ પર દયા કર.

હે પ્રભુ, અમારા તથા અમારા પૂર્વજોના અપરાધોનું સ્મરણ ન કર; અને અમારાં પાપોનો બદલો ન લે;

હે દયાળુ પ્રભુ અમને છોડી દે: તારા લોકો, જેમને તેં તારા અતિ મુલ્યવાન લોહી વડે ખંડી લીધા છે, તેમને છોડી દે, અને સદાકાળ સુધી અમારી સાથે ક્રોધિત ન રહે.

હે દયાળુ પ્રભુ, અમને છોડી દે.

બધી ભુંડાઈ અને હાનિઓથી; પાપથી અને શેતાનનાં કાવતરાં અને હુમલાઓથી; તારા કોપથી અને સદાકાળની



દંડાજ્ઞાથી,

હે દયાળુ પ્રભુ, અમને છોડાવ.

મનના બધા અંધાપાથી; અહંકારથી અને વ્યર્થ શોભાની ઇચ્છાથી, અને ઢોંગથી; અદેખાઈ, દ્વેષ અને વેરથી અને બધી અપ્રીતિથી,

હે દયાળુ પ્રભુ, અમને છોડાવ.

વ્યભિચાર અને બીજાં બધાં મોતકારક પાપથી; જગત, દેહ અને શેતાનની બધી ઠગાઇથી,

હે દયાળુ પ્રભુ, અમને છોડાવ.

વિજળી અને આંધીથી; મરકી, રોગ અને દુકાળથી; લડાઈ અને ખૂનથી અને અચાનક મોતથી,

હે દયાળુ પ્રભુ, અમને છોડાવ.

બધા રાજ્યદ્રોહીપણાથી, ગુપ્ત તરકટો રચવાથી, અને બળવાથી; બધા જુઠા ઉપદેશથી, વિરૂદ્ધ મત અને તડાંથી; મનની કઠણતાથી અને તારા વચન તથા આજ્ઞાને તુચ્છ ગણવાથી,

હે દયાળુ પ્રભુ, અમને છોડાવ.

તારા પવિત્ર દેહધારણના ભેદને લીધે; તારા પવિત્ર જન્મ અને સુન્નતને લીધે; તારા બાપ્તિસ્મા; ઉપવાસ ને પરિક્ષણને લીધે;

હે દયાળુ પ્રભુ, અમને છોડાવ.

તારી વ્યાકુળતા અને લોહીના પરસેવાને લીધે; તારા ક્રુસ અને દુઃખસહનને લીધે; તારા મુલ્યવાન મોત અને દટાવાને લીધે; તારા મહિમાવાન પુનરૂત્થાન અને આકાશગમનને લીધે; અને પવિત્ર આત્માના આવવાને લીધે,

હે દયાળુ પ્રભુ, અમને છોડાવ.

અમારાં બધાં દુઃખને વખતે; અમારાં બધાં સુખને વખતે; મોતની વેળા અને ન્યાયને દિવસે,

હે દયાળુ પ્રભુ, અમને છોડાવ.

હે પ્રભુ દેવ, અમે પાપીઓ તારી વિનંતિ કરીએ છીએ કે, અમારૂં સાંભળ; અને દયા કરીને તારી પવિત્ર સાર્વત્રિક કલીસીયાને સત્યના ધોરણ ઉપર ચલાવ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને તારા દાસ અમારા પરમ કૃપાળુ મહારાજા અને ધણી જ્યૉર્જ કૈસરે હિંદની સંભાળ કર, અને તેને શક્તિ આપ, કે તે તારી ખરી ભક્તિ કર્યા કરે; અને ન્યાયપણાથી

તથા પવિત્રતાથી જીવન કાઢે;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને તેના મનને તારા પરના વિશ્વાસ, બીક અને પ્રેમમાં રાખ, અને એવું કર કે, તે સદા તારો આધાર રાખીને હમેશાં તારા માન તથા મહિમાને માટે મહેનત કરે;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને તેનો સંભાળનાર તથા રક્ષક થા, અને તેના બધા શત્રુઓ ઉપર તેને જય પમાડ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને અમારાં કૃપાળુ મહારાણી એલીઝાબેથને, રાજ્યમાતા મેરીને, પ્રિન્સેસ એલીઝાબેથને, તથા આખા રાજ્યકુટુંબને આશીર્વાદ આપ, અને તેમને સંભાળ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને બધા બીશપ, પ્રીસ્ટ અને ડીકનોને તારા વચનના ખરા જ્ઞાન અને સમજણથી પ્રકાશિત કર કે, તેઓ પોતાના ઉપદેશમાં તેને દેખાડે, પોતાની ચાલ વડે પણ પ્રગટ કરે;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને આખા જગતમાં તારી કલીસીયાના કામની વૃદ્ધિ કર, અને કાપણીને સારૂ મજુરો મોકલ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને હિંદુસ્તાનના વાઈસરૉય અને તેની કૌંસિલના સભ્યોને, મંત્રીસભાને અને કાયદા ઘડનારી સભાને આશીર્વાદ આપ; કે તેમનાં સઘળાં કામોથી તારી મરજી મુજબ આ દેશનું હિત થાય;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને રાજ્યકર્ત્તાઓને, ગવર્નરોને, તેમના પ્રધાનો અને કાયદા ઘડનારાઓને આશીર્વાદ આપ; કે તેમના પ્રયત્નો વડે બધી વાતો નિયમસર ચાલીને ઉત્તમ અને નિશ્ચિત પાયા પર રચાય;



હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને આ દેશના સૈન્યોપરિને, ન્યાયાધીશો અને માજીસ્ટ્રેટોને અને બધા અધિકારીઓને આશીર્વાદ આપ તથા દોર; અને ન્યાયનો અમલ કરવા તથા સુલેહ જાળવવા તેમને બુદ્ધિ આપ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને તારા બધા લોકોને આશીર્વાદ આપીને સંભાળ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને બધી દેશજાતિઓમાં ઐક્યતા, સલાહ અને મેળાપ ઉત્પન્ન કર;

હે દયાળુ પ્રભુ અમારૂં સાંભળ.

દયા કરીને અમને એવું મન આપ, કે અમે તારા પર પ્રીતિ રાખીએ, તારી બીક રાખીએ, ને તારી આજ્ઞાઓ પ્રમાણે યત્નથી ચાલીએ;

હે દયાળુ પ્રભુ અમારૂં સાંભળ.

દયા કરીને તારા બધા લોકો પર તારી કૃપા એવી વધાર, કે તેઓ તારા વચનને નમ્રતાથી સાંભળે, અને શુદ્ધ ભાવથી તેને માને, અને આત્માનાં ફળ લાવે;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને જેટલાં ભટકી ગયાં છે, તથા જેઓ ઠગાઈ ગયાં છે, તે બધાંને સત્યના માર્ગમાં લાવ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને જેઓ સ્થિર છે તેઓને બળ આપ; નબળાં મનવાળાંને દિલાસો ને સહાય આપ; અને પડી ગએલાંને ઉઠાડીને ઉભાં કર; અને છેવટે શેતાનને અમારા પગ તળે કચડી નાખ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને જેઓ ભયમાં, અડચણમાં અને દુઃખમાં હોય, તે બધાંની સંભાળ તથા સહાય કર, ને દિલાસો આપ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને જેઓ ભૂમી પર, ને જળ પર મુસાફરી કરે છે તેઓની, તથા જે બાયડીઓને ગરોદરપણાનું દુઃખ હોય તેમની, બધાં માંદાંઓની અને નાનાં બાળકોની સંભાળ કર; અને બધાં બંદીવાનો તથા શત્રુના હાથમાં પડેલા લોકો પર તારી કરૂણા દેખાડ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને નબાપાં બાળકોનું, વિધવાઓનું, નિરાધારોનું, તથા જુલમ વેઠનારાઓનું રક્ષણ તથા પોષણ કર;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને બધી માણસજાત ઉપર દયા કર;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને અમારા વૈરીઓ, સતાવનારાઓ તથા આળ લગાડનારાઓને ક્ષમા કર, અને તેમનાં મનને ફેરવી નાખ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને જમીનની ઉપજ સારી ઉપજાવ, ને તેની સંભાળ કર, કે યોગ્ય સમયે તે અમારા ખપમાં આવે;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

દયા કરીને અમને ખરો પસ્તાવો આપ; અમારાં બધાં પાપ, ભૂલચૂક અને અજ્ઞાનતાની અમને ક્ષમા કર; અને તારા પવિત્ર આત્માની કૃપા વડે અમને ભરપૂર કર કે, અમે પોતાની ચાલ તારા પવિત્ર વચન પ્રમાણે સુધારીએ;

હે દયાળુ પ્રભુ, અમારૂં સાંભળ.

ઓ દેવના દીકરા, અમે તને વિનંતિ કરીએ છીએ કે અમારૂં સાંભળ.

ઓ દેવના દીકરા, અમે તને વિનંતિ કરીએ છીએ કે અમારૂં સાંભળ.

ઓ દેવના હલવાન, તું જે જગતનું પાપ હરણ કરે છે;

તારી શાંતિ અમને આપ.

ઓ દેવના હલવાન, તું જે જગતનું પાપ હરણ કરે છે;



અમારા પર દયા કર.

ઓ ખ્રિસ્ત, અમારૂં સાંભળ.

ઓ ખ્રિસ્ત, અમારૂં સાંભળ.

પ્રભુ, અમારા પર દયા કર.

પ્રભુ, અમારા પર દયા કર.

ખ્રિસ્ત, અમારા પર દયા કર.

ખ્રિસ્ત, અમારા પર દયા કર.

પ્રભુ, અમારા પર દયા કર.

પ્રભુ, અમારા પર દયા કર.

¶ પછી પ્રીસ્ટ ને તેની સાથે મંડળી પ્રભુની પ્રાર્થના બોલે:

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં, તેમ પૃથ્વી પર તારી ઇચ્છા પૂરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને પરિક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર. આમેન.

પ્રીસ્ટ: ઓ પ્રભુ, અમારાં પાપો પ્રમાણે અમારી સાથે ન વર્ત.

ઉત્તર: અને અમારા અપરાધો પ્રમાણે અમને બદલો ન આપ.

**પ્રાર્થના કરીએ.**

હે દેવ, દયાળુ બાપ, તું ભાંગેલા મનના નિશાસાને અને જેઓ શોક કરે છે, તેઓની આશાને તુચ્છ નથી ગણતો; જ્યારે કોઈ દુઃખ અથવા કષ્ટ અમારા પર આવી પડે, ત્યારે તારી આગળ અમે જે પ્રાર્થના કરીએ, તેમાં દયા કરીને અમારી સહાય કર; અને કૃપા કરીને અમારૂં સાંભળ, કે શેતાન અથવા માણસ, પોતાનાં છળ અને ચતુરાઈથી, જે ભુંડી યુક્તિઓ અમારી વિરૂદ્ધ કરતા હોય, તે બધી ટળી જાય; અને તારી દયાના પ્રબંધ વડે મટી જાય; એવી કે અમ તારા સેવકોને કોઈ રીતની સતાવણીથી દુઃખ ન થાય, અને તારી પવિત્ર કલીસીયામાં અમે સર્વદા તારો ઉપકાર માનતા રહીએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી.

હે પ્રભુ, ઉઠ, અમારી સહાય કર, અને તારા નામને ખાતર અમને છોડાવ.

હે દેવ, અમે અમારા કાનોએ સાંભળ્યું છે, અને અમારા પૂર્વજોએ અમારી આગળ વર્ણન કીધું છે કે, તેમના દિવસોમાં અને તેમની અગાઉ પુરાતન કાળમાં તેં કેવાં કેવાં ઉત્તમ કામો કીધાં હતાં!

હે પ્રભુ, ઉઠ, અમારી સહાય કર, અને તારી મોટાઇને લીધે અમને છોડાવ.

પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ;

ઉત્તર : જેઓ આરંભમાં હતો, હમણાં છે, ને સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

હે ખ્રિસ્ત, અમારા શત્રુઓની સામે અમારી આડ થા.

અમારાં દુઃખો પર દયાની નજર કર.

દયા કરીને અમારાં મનના શોક તરફ જો.

દયા કરીને તારા લોકનાં પાપની ક્ષમા કર.

પ્રસન્નતા અને દયાથી અમારી પ્રાર્થનાઓ સાંભળ.

હે દાઉદના દીકરા, અમારા પર દયા કર.

હે ખ્રિસ્ત, કૃપા કરીને હમણાં અને સર્વદા અમારૂં સાંભળ.

હે ખ્રિસ્ત, કૃપા કરીને અમારૂં સાંભળ;

હે પ્રભુ ખ્રિસ્ત, કૃપા કરીને અમારૂં સાંભળ.

પ્રીસ્ટ : હે પ્રભુ, તારી દયા અમારા પર થાઓ;

ઉત્તર : કેમકે અમારો ભરોસો તારાજ ઉપર છે.

## પ્રાર્થના કરીએ.

હે પિતા, અમે નમ્રતાથી વિનંતિ કરીએ છીએ કે, અમારી દુર્બળતા પર દયાની નજર કર; અને ન્યાયની રૂએ અમે જે દુઃખો ભોગવવાને અતિ યોગ્ય ઠર્યાં છીયે, તેમને તારા નામના મહિમાને માટે અમારાથી ટાળી દે; અને એવું કર કે, અમે પોતાનાં બધાં દુઃખોમાં તારી દયા પર પુરો આસરો અને ભરોસો રાખીએ, અને પવિત્ર તથા શુદ્ધ ચાલથી નિરંતર તારી સેવા કરતાં રહીએ, કે જેથી તને માન અને મહિમા મળે; અમારા એકલા મધ્યસ્થ તથા



પક્ષવાદી, ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## પવિત્ર ખ્રુસોસ્તોમની પ્રાર્થના.

હે સર્વશક્તિમાન દેવ, તેં અમારા પર એવી કૃપા કીધી છે કે, અમે આ વખતે એક મતના થઈને, તારી આગળ અમારી સાધારણ વિનંતિઓ કીધી છે; અને તેં વચન આપ્યું છે કે, જ્યારે બે અથવા ત્રણ તારે નામે એકઠાં થાય, ત્યારે તું તેમની વિનંતિઓ પ્રમાણે આપીશ; માટે ઓ પ્રભુ, હમણાં તારા સેવકોનું જેમ ઉત્તમ રીતે ભલું થાય, તેમ તેમના મનની આશાઓ તથા વિનંતિઓને પૂર્ણ કર; અને અમને આ લોકમાં તારા સત્યનું જ્ઞાન તથા પરલોકમાં સર્વકાળનું જીવન મળે, એવું તું કર. આમેન.

૨ કરિંથી ૧૩. ૧૪.

આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની કૃપા, તથા દેવની પ્રીતિ, તથા પવિત્ર આત્માની સંગત, આપણ સર્વની સાથે સર્વકાળ સુધી થાઓ. આમેન.

અહીં લિટાની સમાપ્ત થઈ.

# કેટલાક પ્રસંગો માટે પ્રાર્થનાઓ તથા ઉપકારસ્તુતિઓ

¶ આ પ્રાર્થનાઓ લિટાનીની કે સવાર અને સાંજની છેલ્લી બે પ્રાર્થના પહેલાં વંચાય.

## હિંદુસ્તાનની મંત્રીસભાઓ અને તેના બધા અધિકારી વર્ગ માટે:

**આપણે પ્રાર્થના કરીએ.**

હે સર્વશક્તિમાન દેવ, સઘળી ભલાઈના ઝરણ, અમે નમ્રતાથી તને વિનવીએ છીએ કે તું અમારા પરમ કૃપાળુ મહારાજા જ્યૉર્જ કૈસરે હિંદ પર તારી મહેરબાનીની નજર કર; અમારાં કૃપાળુ મહારાણી એલીસાબેથ, રાજમાતા મેરી, રાજકુમારી એલીસાબેથ, અને આખા રાજ્ય-કુટુંબને આશીર્વાદ આપ. અમે માગીએ છીએ કે, આ દેશના વાઈસરૉય, પ્રાંતોના ગવર્નરો, સંસ્થાનોના રાજ્યકર્ત્તાઓ, વડા સેનાપતિ, મંત્રીઓ, ન્યાયાધિશો, માજીસ્ટ્રેટો, અને અમારા મહારાજાના હાથ તળેના બધા અધિકારીઓને નિભાવ તથા ચલાવ; રાજસભાઓ અને મંત્રીસભાઓના કામની એવી દોરવણી કર કે તેમના યત્નો વડે સઘળી વાતોનો બંદોબસ્ત ને વ્યવસ્થા એવી સારી અને ચોક્કસ રીતે થાય, કે જેથી શાંતિ અને સુખ, સત્ય અને ન્યાય, ધર્મ અને સુભક્તિ અમ મધ્યે સદા-લગણ સ્થાપિત રહે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## હિંદુસ્તાનની મધ્યવર્તી અને પ્રાંતિક રાજસભાઓ માટે:

**આપણે પ્રાર્થના કરીએ.**

પ્રી. આ દેવ સદાકાળ આપણો દેવ છે;

ઉ. મરણ પર્યંત તે આપણો દોરનાર થશે.

હે પરમકૃપાળુ પરમેશ્વર, અમે સામાન્ય રીતે આ દેશને માટે, અને વિશેષે કરીને હમણાં પોતાનું કામ ચલાવવા માટે એકઠી મળેલી રાજસભા (મધ્યવર્તી કે પ્રાંતિક *) માટે તને નમ્રતાથી વિનવીએ છીએ કે, તેના સભ્યોને તું એવી બુદ્ધિ આપ કે તેઓ પોતાનું કામ એવા ડહાપણથી, ન્યાયીપણાએ તથા શાંત ચિત્તે ચલાવે, કે જેથી તારા નામનો મહિમા અને તારી કલીસીયા તથા લોકનું ભલું થાય. આ અમે ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે માગીએ છીએ. આમેન.

* જ્યારે આમાંની કોઈ સભા બેસવાની કે બેઠેલી હોય ત્યારે હીયાં તેનું નામ લેવું.

## દેશી સંસ્થાનોના રાજાઓ માટે ઠરાવેલી પ્રાર્થના:

સર્વશકિતમાન અને સનાતન ઇશ્વર, અમે તારા પવિત્ર વચન પરથી શીખીએ છીએ કે, રાજાઓનાં મન તારા હાથમાં છે, અને તારા દિવ્ય જ્ઞાન પ્રમાણે તને જેમ સારૂં લાગે છે તેમ, તું તેઓનાં મનને ફેરવે છે. અમે નમ્રતાથી તારી વિનંતિ કરીએ છીએ કે, અમારા મહારાજા...

...ને આશીર્વાદ આપ, અને તેના બધા રાજકારભારમાં તેની મદદ કર, કે તેના અમલ તળે તારા લોકો શાંતપણામાં અને ભકિતભાવમાં રહી શકે; અને એવું કર કે, અમે તથા તેની બધી પ્રજા, તેને આ અધિકાર તારા તરફથી મળ્યો છે એમ જાણીને, તારા પવિત્ર વચન અને હુકમ પ્રમાણે વિશ્વાસુ-પણાથી તેને માન આપીએ, અને નમ્રતાથી તેના તાબામાં રહીએ; આ અમે અમારા પ્રભુ ઈસુ ખ્રિસ્તના નામથી માગીએ છીએ. આમેન.

## જેઓને પવિત્ર દીક્ષા મળવાની હોય તેમને માટે.

¶ એમ્બરના અઠવાડીયામાં દરરોજ વંચાય.

પ્રી. તારા યાજકો ન્યાયીપણાએ પહેરેલા થાય;

ઉ. અને તારા સંતો ઉલ્લાસે ગાય.

હે સર્વશકિતમાન દેવ, અમારા આકાશી પિતા, તેં તારા દીકરાના અમૂલ્ય લોહી વડે પોતાને માટે સાર્વત્રિક કલીસીયા

વેચાતી લીધી છે; તેના પર દયાથી જો, અને આ વખતે તારા જે સેવકો તારા ટોળાના ખીશપો તથા પાળકો છે, તેમની પ્રેરણા તથા આગેવાની કર, કે તેઓ ઉતાવળ કરીને કોઈ માણસ પર હાથ ન મૂકે, પણ વિશ્વાસુપણાથી અને વિવેકથી તારી કલીસીયાની પવિત્ર સેવાને સારૂ લાયક માણસોને નિવેડી કાઢે; અને જેઓ કોઈ પવિત્ર કામને માટે દીક્ષા પામવાના હોય, તેમને તારી કૃપા અને આકાશી આશીર્વાદ આપ; કે તેઓ પોતાની ચાલ તથા શિક્ષણ વડે તારો મહિમા પ્રગટ કરે, અને બધાં માણસોના તારણ માટે યત્ન કરે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

અથવા આ:

હે સર્વશકિતમાન દેવ, બધાં ઉત્તમ દાનોના દાતાર, તારા દિવ્ય પ્રબંધ વડે તેં તારી કલીસીયામાં જુદાં જુદાં પદો ઠરાવી આપ્યાં છે; અમે નમ્રતાથી તને વિનંતિ કરીએ છીએ કે, તેમાંના કોઈ પણ પદ અને સેવા માટે જેટલા નીમવામાં આવશે, તે સર્વને તારી કૃપા આપ; અને તેમને તારા શિક્ષણના સત્યથી એવી રીતે ભરપૂર કર, અને નિર્દોષપણાનાં વસ્ત્ર પહેરાવ, કે તેઓ તારા મહાન નામના મહિમા અને તારી પવિત્ર કલીસીયાના લાભને સારૂ તારી આગળ વિશ્વાસુપણાથી સેવા કરે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## રોગેશન દિવસો માટે.

ધરતીનાં ફળ અને માણસોની મહેનત પર ઈશ્વરના આશીર્વાદ માટે આપણે પ્રાર્થના કરીએ :

પ્રી. હે યહોવાહ, **સર્વની** આંખો તારા પર લાગી રહે છે;

ઉ. અને તું તેઓને યોગ્ય સમયે તેમને તેમનું અન્ન આપે છે.

હે સર્વશક્તિમાન ઈશ્વર, તેં ધરતીને આશીર્વાદ દીધો, કે તે ફળદ્રુપ થઇને માણસના જીવનને માટે જે જે જરૂરનું તે પુષ્કળ ઉગાવે; અમે તને વિનંતિ કરીએ છીએ કે, તું ખેડુતોની



મહેનત સફળ કર, અને ઋતુનાં હવા પાણી એવી રીતે મોકલ કે અમે ધરતીનાં ફળ એકઠાં કરી લઈ શકીએ, અને સદા તારા ઉપકારમાં આનંદ કરીએ, જેથી તારા પવિત્ર નામની સ્તુતિ થાય; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## ખ્રિસ્તી ધર્મપ્રસાર માટે.

ખ્રિસ્તનું રાજ્ય જગતભર ફેલાય માટે આપણે પ્રાર્થના કરીએ—

પ્રી. તું મારી પાસે માગ, અને હું તને અન્યધર્મીઓ તારા વારસા તરીકે આપીશ;

ઉ. અને પૃથ્વીની સીમ વતન તરીકે આપીશ.

હે દેવ, તેં મનુષ્યોની સઘળી દેશજાતિઓને પૃથ્વીની પીઠ પર રહેવાને એક જ લોહીથી પેદા કરી, અને તારા ધન્યવાન પુત્ર ઈસુ ખ્રિસ્તને એ માટે મોકલ્યો, કે જેઓ દૂર છે તેમને તથા જેઓ પાસે છે તેમને પણ તે શાંતિ પ્રગટ કરે. એવું કર કે જગત ભરની બધી દેશજાતિઓ તને શોધે તથા પામે; અને ઓ પ્રભુ, સર્વદેહધારીઓ પર તારો આત્મા રેડી દેવા વિષેનું તારૂં વચન તું વ્હેલું પુરૂં કર; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## ઐક્ય માટે.

આપણે બધા ખ્રિસ્તી લોકની ઐકયતા માટે પ્રાર્થના કરીએ.

પ્રી. જુઓ! એ કેવું સારૂં તથા શોભતું છે, કે ભાઇઓ;

ઉ. સંપમાં એકઠા રહે.

હે પ્રભુ ઈસુ ખ્રિસ્ત, તેં તારા પ્રેરિતોને કહ્યું કે, હું તમને શાંતિ આપી જાઉં છું, મારી શાંતિ હું તમને આપું છું; અમારાં પાપો તરફ નહિ, પણ તારી કલીસીયાના વિશ્વાસ તરફ નજર કર, અને તેને તારી ઇચ્છાનુસાર જે શાંતિ જોઇએ છે તે આપ; તું જે પિતા અને પવિત્ર આત્મા સાથે એક દેવ યુગાનયુગ જીવે છે તથા રાજ કરે છે. આમેન.

## પ્રભુવાર પાળવા વિષે.

પ્રભુવાર પવિત્ર પળાય માટે આપણે પ્રાર્થના કરીએ—

પ્રી. યહોવાહે જે દિવસ કર્યો છે તે આ છે;

ઉ. તેમાં આપણે હર્ષ તથા આનંદ કરીએ.

હે સર્વશક્તિમાન દેવ, તેં તારા લોકને વિશ્રામનો દિવસ આપ્યો છે, અને કલીસીયામાં તારા આત્મા વડે અઠવાડીયાના પ્રથમ દિવસને તારા દીકરાના પુનરૂત્થાનની જાથુ યાદગીરી થવા સારૂ જુદો કર્યો છે; એવું કર કે અમે એ દાનને એવી રીતે વાપરીએ કે અમે શરીર અને આત્મામાં તાજગી અને બળ પામીને અમારા જીવનના બધા દહાડા વિશ્વાસુપણાએ તારી સેવા કરતા રહીએ; તેજ ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## સ્થિરીકરણના ઉમેદવારો માટે.

જેઓ સ્થિરીકરણની તૈયારી કરે છે તેઓને માટે આપણે પ્રાર્થના કરીએ—

પ્રી. તારો પ્રેમાળ આત્મા તેમને દોરીને આગળ લાવે;

ઉ. ન્યાયપણાના દેશમાં.

હે દેવ, તેં તારા પુત્ર ઈસુ ખ્રિસ્તના શિક્ષણ વડે સંબોધકના આવવા માટે શિષ્યોને તૈયાર કર્યા : અમે તને વિનવીએ છીએ કે, તારા જે સેવકો હમણાં હાથ મૂકવાથી તારા પવિત્ર આત્માનું દાન મેળવવાનું શોધે છે, તેમનાં હૃદય તથા મનોને એવી રીતે તૈયાર કર કે, પસ્તાવિક અને વિશ્વાસુ હૃદયથી પાસે આવીને તેઓ તેના અંતરનિવાસની ઈશ્વરી શક્તિથી ભરાઈ જાય; તેજ ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## સર્વસામાન્ય કૌન્સિલ કે પ્રાંતિય કૌન્સિલ બેસતી હોય અથવા નજીકમાં બેસવાની હોય તેને માટે.

પ્રી. ઈશ્વર પાસે જ્ઞાન અને બળ હોય છે;

ઉ. તેજ સલાહ અને સમજણ આપે છે.

હે સર્વસમર્થ ઈશ્વર, અમે તને વિનવીએ છીએ કે, હાલ જે સર્વસામાન્ય કૌન્સિલ (કે પ્રાંતિય) બેસે છે, (કે બેસવાની છે,) તેના બીશપો અને દિક્ષિત



તથા અદિક્ષિત સભાસદોને તારા પવિત્ર આત્માના અજવાળાથી એવી રીતે દોર કે તેઓ એકત્ર મળીને એવા ડહાપણથી મસલત કરે, કે જેથી તારી કલીસીયાનું ભલું અને તારા નામનો મહિમા થાય; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## શાળાઓ અને શિક્ષણ સંસ્થાઓ માટે

આપણે પ્રાર્થના કરીએ—

પ્રી. યહોવાહનું ભય તેજ જ્ઞાન છે;

ઉ. દુષ્ટાઈ દૂર જવું એજ બુદ્ધિ છે.

હે પ્રભુ, તું કૃપા કરીને એવું કર કે, અમારી બધી શાળાઓ અને શિક્ષણ સંસ્થાઓનું કામ તારા આશીર્વાદથી સફળ થાય, કે જેથી તેઓમાં રહીને તારી સેવા કરનારા શિક્ષકો તેમજ શિખનારા તારી પવિત્ર મરજી સદા પોતાની આગળ રાખે, અને તારા સત્યના જ્ઞાનમાં વધતા જાય; જેથી તારી કલીસીયા અને પ્રજાજનો તેમના અભ્યાસ થકી સુધારો પામે, અને તેઓ પોતે અનંત જીવનમાં ભાગ પામવાને લાયક થાય; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## રાજકિય સંસ્થાઓની ચુંટણી વખતે વાપરવા માટે.

હાલ થતી ચુંટણીમાં ઈશ્વરની દોરવણી માટે આપણે પ્રાર્થના કરીએ—

પ્રી. તારા સર્વ માર્ગોમાં તેની આણ સ્વીકાર;

ઉ. અને તે તારા રસ્તા નિયમસર કરશે.

હે સર્વસમર્થ ઈશ્વર, બધા જ્ઞાનના ઝરણ; અમે તને વિનંતિ કરીએ છીએ કે, જે મંત્રીમંડળ (મધ્યવર્તી, સામાન્ય કે ઈલાકાનું) ની ચુંટણી હમણાં થવાની છે (કે થાય છે), તેના મતદારોને એવી દોરવણી આપ, કે તેઓ એવા લાયક માણસોને ચુંટી કાઢે, કે જેઓ તારો મહિમા અને તારા લોકનું ભલું કરવા તરફ લક્ષ રાખે; વળી જેમને તેઓ પસંદ કરે તેઓ પર તારી કૃપામાં સમજણ અને ખરા ધર્મનો આત્મા મોકલી દે;

અમારા પ્રભુ અને તારનાર ઈસુ ખ્રિસ્તના વસીલાથી. આમેન.

## જગતની શાંતિ માટે.

આપણે પ્રાર્થના કરીએ—

પ્રી. યહોવાહ સર્વકાળ સુધી રાજ્ય કરે છે;

ઉ. યહોવાહ પોતાના લોકને શાંતિનો આશીર્વાદ આપશે.

હે સર્વશક્તિમાન ઈશ્વર, તારી પાસેથી સત્ય અને શાંતિના સઘળા વિચારો નીકળે છે; અમે તારી પ્રાર્થના કરીએ છીએ કે, સર્વ માણસોનાં હૃદયમાં શાંતિનો ખરો પ્રેમ જગાવ; અને પૃથ્વીની દેશજાતિઓ માટે મસલત કરનારાઓને તારા શુદ્ધ અને શાંતિકારક જ્ઞાન વડે દોર; એ માટે કે જ્યાં સુધી પૃથ્વી તારા સત્યના જ્ઞાનથી ભરાઈ જાય ત્યાંસુધી તારૂં રાજ્ય સલાહ શાંતિમાં આગળ ચાલે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## વરસાદ માટે.

ઓ દેવ, આકાશી પિતા, જેઓ બધાં તારા રાજ્યને અને તેના ન્યાયીપણાને શોધનારાં છે, તેમના શરીરના પોષણને માટે જે બધી વસ્તુઓ જોઈએ, તે તારા દીકરા ઈસુ ખ્રિસ્ત વડે આપવાનું તેં વચન દીધું છે; અમે તારી વિનંતિ કરીએ છીએ કે, વરસાદ એવી રીતે મોકલ કે, અમે અમારા સુખ અને તારા મહિમાને માટે, ભૂમિની ઉપજ મેળવીએ; ઈસુ ખ્રિસ્ત અમારો પ્રભુને લીધે. આમેન.

## ઉઘાડને માટે.

હે સર્વશક્તિમાન પ્રભુ દેવ, તેં એક વાર માણસનાં પાપને લીધે, આઠ જણ શિવાય, આખા જગતને ડુબાવી દીધું હતું, અને પછી તારી મોટી દયાથી વચન આપ્યું કે, ફરી બીજી વાર એવી રીતે કદી એનો નાશ નહિ થશે; અમે નમ્રતાથી તારી વિનંતિ કરીએ છીએ કે, જો કે અમે પોતાની ભુંડાઇને લીધે ન્યાયની રૂએ વરસાદ અને પાણીના અનર્થને યોગ્ય ઠર્યાં છીએ; તો પણ અમે ખરો પસ્તાવો કરીએ ત્યારે ઉઘાડ થવા દે. કે જેથી અમે જમીનની ઉપજ મોસમ પ્રમાણે મેળવીએ અને તારી શિક્ષાથી પોતાની ચાલ સુધાર-



વાને, અને તારી દયાને લીધે તારી સ્તુતિ તથા મહિમા કરતાં શિખીએ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## મોંઘવારી અને દુકાળને વખતે.

ઓ દેવ, આકાશી પિતા, તારાજ કરવાથી વરસાદ પડે છે, ધરતી ફળે છે, પશુઓ વધે છે, અને માછલાં ઘણાં થાય છે; અમે તારી વિનંતિ કરીએ છીએ કે, તારા લોકોનાં દુઃખો તરફ જો, અને જે મોંઘવારી તથા દુકાળ અમે અમારાં પાપને લીધે વાજબી રીતે સહીએ છીએ, તેને તારી દયાથી સોંઘવારી અને સુકાળમાં ફેરવી નાખ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના પ્રેમને લીધે, જેને તારી તથા પવિત્ર આત્માની સંઘાતે માન અને મહિમા હમણાંથી સદાસર્વકાળ સુધી થાઓ. આમેન.

અથવા આ :

ઓ દેવ દયાળુ પિતા, તેં એલીશા પ્રબોધકના વખતમાં સમરૂનમાં ભારે મોંઘવારી તથા દુકાળને એકાએક સુકાળ તથા સોંઘવારીમાં બદલી નાખ્યાં, અમારા પર એવી દયા કર કે, અમે પણ, જેઓને અમારાં પાપોને લીધે તેવી જ શિક્ષા થાય છે, તેઓ તેજ પ્રમાણે વેળાસર બચાવ પામીએ. તારા આકાશી આશીર્વાદ વડે જમીનની ઉપજ વધાર; અને એવું કર કે, અમે તારી ઉદારતાનાં જે દાનો પામીએ, તેમને તારા મહિમાને અર્થે, દરિદ્રીઓની સહાય કરવામાં અને અમારાં પોતાના સુખને માટે વાપરીએ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે આમેન.

## લડાઈ તથા હુલ્લડને વખતે.

હે સર્વશક્તિમાન દેવ, રાજાઓના રાજા અને બધી વસ્તુઓના અધિકારી, તારા બળની સામે કોઈ ઉભું રહી શકતું નથી; પાપીઓને ઘટતી શિક્ષા આપવી અને ખરો પસ્તાવો કરનાર પર દયા કરવી એ તારૂં કામ છે; અમે નમ્રતાથી તારી વિનંતિ કરીએ છીએ કે, અમારા શત્રુઓના હાથમાંથી અમને ઉગાર તથા છોડાવ; તેમનું અભિમાન

નમાવ, તેમની બદદાનતને સમાવી દે, અને તેમની કુયુક્તિઓને ફેરવી નાખ; કે તું જે બધા વિજયનો દાતાર છે, તારી રક્ષાથી સજેલાં થઇને, અમે તારો મહિમા કરવા માટે બધાં જોખમોથી સદા જળવાઈ રહીએ; તારા એકના એક દીકરા, ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના પુણ્યને લીધે. આમેન.

## કોઈ સામાન્ય રોગ કે બિમારીને વખતે.

હે સર્વશક્તિમાન દેવ, જ્યારે તારા પોતાના લોક ઇસ્રાએલ પુત્રોએ રાનમાં મુસા તથા હારુનની વિરુદ્ધ હઠ કરીને ફિતુર કીધું, ત્યારે તેં તારા ક્રોધમાં તેઓપર મરકી મોકલી; અને ફરી દાઉદ રાજાના વખતમાં સિત્તેર હજાર માણસોનો મરકી વડે નાશ કીધો, તોપણ તારી દયા સંભારીને બાકીનાઓને બચાવ્યા; અમ કંગાળ પાપીઓ આ વખતે જે ભારે રોગ અને મરકીમાં આવી પડયા છીએ, તેમાં અમારા પર દયા કર; અને જેમ તે વખતે તેં પ્રાયશ્ચિત માન્ય કરીને વિનાશક દૂતને શિક્ષા આપતો અટકાવ્યો, તે રીતે હમણાં તું દયા કરીને આ મરકી તથા ભારે રોગને અમારાથી દૂર કર; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

## પાર્લમેંટની વડી સભા માટે.

જ્યારે સભા બેસતી હોય ત્યારે આ વંચાય :

હે પરમકૃપાળુ દેવ, આખા રાજ્યને માટે, અને વિશેષે કરીને પાર્લમેંટની વડી સભા જે હમણાં અમારા અતિ ધર્મશીળ તથા કૃપાળુ મહારાજાના હાથતળે બેસે છે, તેને માટે અમે નમ્રતાથી વિનંતિ કરીએ છીએ કે, તું તેમની બધી મસલતોને એવી રીતે ચલાવ ને સફળ કર, કે જેથી તારો મહિમા વધે, અને તારી કલીસીયાનું ભલું થાય, અને અમારા મહારાજા તથા તેના રાજ્યની સલામતી, તેમનું માન તથા તેમની આબાદી વધે; અને તેમના પ્રયત્નોથી બધી વાતોની યોજના એવી ઉત્તમ રીતે અને દઢ પાયા પર સ્થપાય, કે



જેથી અમારી મધ્યે શાંતિ અને સુખ, સત્ય અને ન્યાય, ધર્મ અને ભક્તિ, પેઢી દર પેઢી ચાલુ રહે. આ બધું અને બીજું જે કાંઈ તેમને તથા અમને, અને તારી આખી કલીસીયાને જોઇએ, તે અમે અમારા પરમધન્ય પ્રભુ અને તારનાર ઇસુ ખ્રિસ્તના નામમાં અને તેની મધ્યસ્થીને લીધે માગીએ છીએ. આમેન.

¶ જ્યારે લિટાની વાંચવાનો ઠરાવ નહિ હોય ત્યારે બધી અવસ્થાનાં માણસોને માટે આ પ્રાર્થના વંચાય.

હે દેવ, બધી માણસજાતના ઉત્પન્ન કરનાર તથા પાળનાર, અમે બધા પ્રકારનાં તથા બધી અવસ્થાનાં માણસોને માટે નમ્રતાથી વિનંતિ કરીએ છીએ કે, તું દયા કરીને તારા માર્ગ તેમને દેખાડ, અને તારું તારણ બધી દેશજાતિઓને પ્રગટ કર. વિશેષે કરીને અમે કાથોલીક કલીસીયાની ભલાઇને માટે પ્રાર્થના કરીએ છીએ કે, તારો દયાળુ આત્મા એને એવી રીતે દોરે તથા ચલાવે, કે જેઓ પોતાને ખ્રિસ્તી કહેવડાવે છે, તેઓ બધાં સત્યના માર્ગમાં ચાલે, અને આત્માની ઐકયતા, તથા મેળાપના બંધન તથા ધાર્મિક ચાલ વડે વિશ્વાસને ઝાલી રાખે. છેવટે જે કોઈ મન વિષે, વા દેહ વિષે, વા સંપત્તિ વિષે, કોઈ પ્રકારે દુઃખ કે ગભરાટમાં હોય, તેમને તારી પિતા સમાન દયાના તાબામાં સોંપીએ છીએ; (* ખાસ કરીને જેમને માટે અમારી પ્રાર્થના માગવામાં આવી છે) કે તું દયા કરીને તેમના ખપ પ્રમાણે તેમને દિલાસો અને આરામ આપે, તેમનાં દુઃખોમાં તેમને ધીરજ આપે, અને તેમનાં બધાં કષ્ટોનું પરિણામ સારું થાય એવું કરે; આ અમે ઇસુ ખ્રિસ્તને નામે માગીએ છીએ. આમેન.

* જ્યારે મંડળીની પ્રાર્થના કોઇને જોઇતી હોય ત્યારે આ વંચાય.

¶ ઉપરની કોઈ પણ પ્રાર્થના પછી આ પ્રાર્થના વાંચી શકાય.

ઓ દેવ, તારો સ્વભાવ સર્વદા દયા તથા ક્ષમા કરવાનો છે; અમારી નમ્રતાપૂર્વક વિનંતિઓને માન્ય કર; અને જો કે અમે પોતાનાં પાપોની સાંકળો વડે બંધાએલાં છીએ, તો પણ તું મહેર કરીને તારી ઘણી દયા વડે અમને છુટાં કર; અમારા મધ્યસ્થ અને પક્ષવાદી ઇસુ ખ્રિસ્તના માનને લીધે. આમેન.

# ઉપકારસ્તુતિઓ

## સામાન્ય ઉપકારસ્તુતિ.

હે સર્વશક્તિમાન દેવ, બધી દયાના પિતા, અમે તારા અયોગ્ય સેવકો, અમારા પર તથા બધાં માણસો પર, ( * અને ખાસ કરીને જેઓ પર હાલ તારી દયા થઈ છે તેને માટે તારી સ્તુતિ અને આભાર માનવા માગે છે તેઓ પર, ) તારી જે બધી દયા તથા પ્રીતિ છે, તેને માટે ઘણી નમ્રતાથી, અને પુરા અંતઃકરણથી, તારો ધન્યવાદ કરીએ છીએ; અમે પોતાની ઉત્પત્તિ, પાળણ, અને આ જીવનનાં બધાં દાનોને સારૂ તથા સૌથી વધારે તારા અમાપ પ્રેમને સારૂ, કે તેં અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્ત વડે જગતને ખંડી લીધું છે; તથા કૃપા મેળવવાનાં સાધનો, તથા મહિમાની આશાને સારૂ, તારો ઉપકાર માનીએ છીએ. અને અમે તારી વિનંતિ કરીએ છીએ કે, તારી બધી દયાની એવી પુરી સમજણ અમને આપ, કે અમે નિષ્કપટ મનથી તારાં આભારી થઇએ, ને કેવળ મ્હોથી નહિ, પણ અમારાં કામોથી તારી સ્તુતિ પ્રગટ કરીએ, કે જેથી પોતાને તારી સેવામાં અર્પી દઇને, તારી આગળ અમારા જીવનના બધા દિવસો સુધી, પવિત્રતામાં તથા ન્યાયીપણામાં ચાલીએ. ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને નામે, જેને તારી તથા પવિત્ર આત્માની સાથે, બધું માન અને મહિમા યુગાનયુગ થાઓ. આમેન.

* જ્યારે કોઇને માટે પ્રાર્થના થઈ હોય, અને તે ઉપકાર માનવા માગતાં હોય ત્યારે આ વંચાય.

## વરસાદને માટે.

હે દેવ, અમારા આકાશમાંના બાપ, તું તારા કૃપાળુ પ્રબંધ વડે આગલો તથા પાછલો વરસાદ ભૂમિ પર પાડે છે, કે તે માણસને સારૂ ફળ ઉપજાવે; અમ તારા અયોગ્ય સેવકોના મોટા સુખને માટે, તથા તારા પવિત્ર નામના મહિમાને માટે તેં અમારી આ મોટી અડચણને વખતે, આ ધરતી પર સુખદાયક વરસાદ મોકલ્યો છે, અને સૂકી ધરતીને લીલી કીધી છે, માટે અમે નમ્રતાથી તારો ઉપકાર માનીએ છીએ; અમારો પ્રભુ ઇસુ ખ્રિસ્ત, જેને લીધે તારી દયા અમારા પર થઈ છે, તેના નામમાં. આમેન.



## સાનુકુળ ઋતુફેર માટે.

હે પ્રભુ દેવ, તેં ભારે વરસાદ ને રેલની આફતથી અમને ન્યાયની રૂએ નમાવ્યાં હતા, અને હમણાં તારી દયાથી ઉઘાડ મોકલીને અમારાં મનને વિશ્રાંતિ તથા દિલાસો આપ્યાં છે; તારી આ દયાને લીધે અમે તારા પવિત્ર નામની સ્તુતિ તથા મહિમા કરીએ છીએ, અને તારી પ્રેમયુક્ત મહેરને હમેશાં પેઢી દર પેઢી જણાવતા રહીશું; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

## સુકાળને માટે.

હે પરમ દયાળુ પિતા, તેં કૃપા કરીને તારી કલીસીયાની ધાર્મિક પ્રાર્થના સાંભળીને, અમારી અનાજની મોંઘવારી તથા અછતને મટાડીને અમને સુકાળ દેખાડયો છે; આ તારી મોટી ઉદારતાને લીધે અમે નમ્રતાથી તારો ઉપકાર માનીએ છીએ, અને તારી વિનંતિ કરીએ છીએ કે, તારી પ્રેમયુક્ત મહેર અમારાપર જારી રાખ, કે અમારી જમીન તારા મહિમાને અર્થે અને અમારા સુખને માટે પોતાનું ફળ અમને આપ્યા કરે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

## શાંતિ અને શત્રુઓના હાથમાંથી છુટકો મળ્યા પછી.

હે સર્વશક્તિમાન દેવ, તારા સેવકોનો તેમના શત્રુઓ સામે બચાવ કરવાને તું તેઓનો મજબુત ગઢ છે; જે મોટાં અને દેખીતાં જોખમોમાંથી અમે ઘેરાએલાં હતાં તેમાંથી તેં અમારો છુટકો કર્યો તે માટે અમે તારી સ્તુતિ તથા ધન્યવાદ કરીએ છીએ; તેં અમને તેઓનો શિકાર થવાથી ઉગારી લીધા તે તો માત્ર તારી નરી દયાને લીધે છે એમ અમે માન્ય કરીએ છીએ અને અમે તને વિનવીએ છીએ કે,

તારી દયા અમપર એજ પ્રમાણે જારી રાખ, એ સારૂ કે આખું જગત જાણે કે તું અમારો તારનાર તથા સમર્થ છોડાવનાર છે, ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

**બળવો સમી ગયા પછી.**

હે સનાતન ઈશ્વર, અમારા આકાશવાસી બાપ, તું એકલો એક ઘરના માણસોને એક મતનાં કરે છે, અને બળાત્કારી તથા આપમતિયા લોકોના તોફાનને શાંત પાડે છે; અમે તારા પવિત્ર નામનો ધન્યવાદ કરીએ છીએ કે, જે બંડખેડા આ દિવસોમાં અમારા મધ્યે ઉભા થયા હતા તેમને તેં દયા કરીને મટાડી દીધા છે. અમે પૂરી નમ્રતા સાથે તારી વિનંતિ કરીએ છીએ કે, અમ સર્વ પર એવી દયા કર કે, હવે પછી અમે તારી પવિત્ર આજ્ઞાઓને અનુસરીને આધીનતાથી ચાલનારાં થઈએ; અને પૂરા ભક્તિભાવમાં પ્રમાણિકપણે અમારૂં જીવન સુખચેનમાં ગુજારીએ, અને તારી જે દયા અમારા પર થઈ છે તેને માટે સ્તુતિ અને ઉપકારનાં અર્પણો તારી આગળ સદા ચઢાવતા રહીએ. ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

**મરકી કે કોઈ બીજા સામાન્ય રોગથી મુક્ત થયા પછી.**

હે પ્રભુ દેવ, હમણાં જે ભારે અને ત્રાસજનક મરકીથી તે અમારાં પાપને લીધે અમને માર્યાં, અને અમારાં ઉલ્લંઘનોને લીધે અમને દુઃખિત કર્યાં, અને હવે ન્યાયકરણમાં દયા સંભારીને મરણના પંજામાંથી તેં અમારા જીવોને ઉગારી લીધા છે; અમે તારી પિતાસમાન દયાને, અમારાં શરીર તથા આત્મા જેને તેં ઉગારી લીધાં છે, તેઓનું અર્પણ ચઢાવીએ છીએ, કે તે તારે માટે જીવતું અર્પણ થાય; અને અમે તારી કલીસીયામાં તારી દયાને લીધે તારી સ્તુતિ તથા વડાઇ હમેશાં કરતાં રહીએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

અથવા આ:

હે પરમ દયાળુ બાપ, અમે પોતાનાં અનેક પ્રકારનાં પાપ



અને મનની કઠણતાને લીધે ન્યાયની રૂએ તારા નિયમશાસ્ત્રમાં જેટલા અનર્થોનું વર્ણન છે, તે બધાને યોગ્ય છીયે, એવું અમે તારી આગળ નમ્રતાથી કબુલ કરીએ છીએ; તો પણ તેં તારી ઘણી દયાને લીધે કૃપા કરીને અમારી નબળી તથા નાલાયક નંમ્રતાને જોઇ આ ફેલાતો રોગ જેથી અમે હમણાં પીડાતાં હતાં તેને નિવારીને અમને અમારાં રહેઠાણોમાં આનંદ અને સુખાકારીનો સાદ ફરી સંભળાવા દીધો છે, તેને માટે હે પરાત્પર પ્રભુ, અમે તારી ઈશ્વરી પ્રભુતા આગળ સ્તુતિ તથા આભારનાં અર્પણ ચઢાવીએ છીએ; અને તેં અમારૂં જે રક્ષણ તથા પાળણ કીધું તેને માટે તારા મહિમાવાન નામની સ્તુતિ તથા વડાઈ કરીએ છીએ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

---

# સારપ્રાર્થનાઓ, પત્રો અને સુવાર્તાઓ

## આખા વર્ષને માટે

¶ એ જાણવું કે, જે સારપ્રાર્થના હરકોઈ રવિવાર અથવા કોઈ પણ જાગરણના પર્વના દિવસને માટે ઠરાવેલી હોય, તે તેની આગલી સાંજની પ્રાર્થના વખતે પણ વંચાય.

### આગમનનો ૧ લો રવિવાર

સારપ્રાર્થના

હે સર્વશક્તિમાન દેવ, તારો પુત્ર ઈસુ ખ્રિસ્ત ઘણી નમ્રતા સાથે આ નાશવંત જીવનમાં અમને મળવાને આવ્યો; અમને કૃપા આપ કે, હમણાં અમે અંધારાનાં કામો નાખી દઈએ ને અજવાળાનાં હથીયાર પહેરી લઈએ; કે છેલ્લે દહાડે જ્યારે તે પોતાના મહિમાવાન દેવત્વમાં ફરી આવે, ત્યારે અમે અવિનાશી જીવન પામવા સારૂ ઉઠીએ; જે તારી તથા પવિત્ર આત્માની સાથે સદા જીવે છે તથા રાજ કરે છે તેના આસરાથી. આમેન.

¶ ઉપરની સારપ્રાર્થના નાતાલની આગલી સાંજ સુધી, આગમનની બીજી સારપ્રાર્થનાઓ સાથે દરરોજ વંચાય.

**પત્ર :** રૂમી ૧૩:૮ થી અંત.
સુવાર્તા : ૫ માત્થી ૨૧.૧ થી ૧૩.

### આગમનનો ૨ જો રવિવાર

સારપ્રાર્થના :

હે ધન્યવાન પ્રભુ, તેં આખું પવિત્રશાસ્ત્ર અમારા શિક્ષણને માટે લખાવ્યું છે; તું એવું કર કે, અમે એવી રીતે તેને સાંભળીએ, વાંચીએ, તેનું મનન કરીએ, તેને શિખીએ, અને મનમાં ઠસાવીએ, કે તારા પવિત્ર વચનથી ધીરજ તથા દિલાસો પામીને, અનંત જીવનની જે ધન્યતા–ભરેલી આશા તેં અમારા તારનાર ઈસુ ખ્રિસ્તમાં અમને આપી છે, તેને ધારણ કરીએ ને તેને સદા વળગી રહીએ. આમેન.

**પત્ર :** રૂમી ૧૫: ૪ થી ૧૩.
સુવાર્તા : ૫. લુક ૨૧.૨૫ થી ૩૩.

### આગમનનો ૩ જો રવિવાર

સારપ્રાર્થના :

હે પ્રભુ ઈસુ ખ્રિસ્ત, તેં તારા



પહેલા આગમન વખતે તારી આગળ તારો માર્ગ તૈયાર કરવા સારૂ તારો સંદેશીયો મોકલ્યો હતો; એવું કર કે, તારા મર્મોના સેવકો તથા કારભારીઓ પણ આજ્ઞાભંજકોનાં મનને ન્યાયીઓના જ્ઞાન તરફ વાળીને, તારો માર્ગ એવી રીતે તૈયાર કરે, કે જ્યારે આ જગતનો ન્યાય કરવા સારૂ તારૂં બીજું આગમન થાય, ત્યારે તું જે પિતા તથા પવિત્ર આત્મા સાથે સદા એક દેવ યુગોયુગ જીવે છે અને રાજ કરે છે, તારી આગળ અમે માન્ય લોકો માલમ પડીએ. આમેન.

**પત્ર :** ૧ કરિં. ૪. ૧ થી ૫.
સુવાર્તા : ૫. માત્થી ૧૧.૨ થી ૧૦.

### આગમનનો ૪ થો રવિવાર

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તારૂં સામર્થ્ય જાગૃત કરીને અમારી મધ્યે આવ, અને મોટા બળથી અમારી સહાય કર, કે અમે જે અમારાં પાપ તથા દુષ્ટતાને લીધે, અમારી આગળ મૂકેલી દોડમાં ખરેખરાં અટકીને રોકાઈ પડેલાં છીએ, તેઓને તારી પુષ્કળ કૃપા અને દયા ઉતાવળે મદદ કરે ને છોડાવે; તારા પુત્ર અમારા પ્રભુના પ્રાયશ્ચિતને લીધે આ કર, તેને તારી તથા પવિત્ર આત્માની સાથે માન ને મહિમા યુગોયુગ થાઓ. આમેન.

**પત્ર :** ફીલી. ૪. ૪ થી ૭.
સુવાર્તા: ૫. યોહાન ૧. ૧૯થી૨૮.

### આપણા પ્રભુનો જન્મ-દિવસ જે નાતાલ કહેવાય છે તે.

ડિસેમ્બર ૨૫

સારપ્રાર્થના

હે સર્વસમર્થ દેવ, તેં તારો એકાકીજનિત દીકરો અમને આપી દીધો, કે તે અમારી પ્રકૃતિ ધારણ કરે, અને જાણે કે આ સમયે એક શુદ્ધ કુંવારીથી જન્મ લે; એવું કર કે, અમે નવો જન્મ પામીને, અને દત્તકપણા અને કૃપા થકી તારાં છોકરાં બનીને, દીનપ્રતિદીન તારા પવિત્ર આત્માવડે નવાં બનતાં જઈએ; તેજ અમારો પ્રભુ ઈસુ ખ્રિસ્ત, જે તારી અને તેજ પવિત્ર આત્માની સાથે સદા એક દેવ

યુગોયુગ જીવે છે તથા રાજ કરે છે તેના આસરાથી. આમેન.

**પત્ર** : હેબ્રી. ૧. ૧ થી ૧૨

સુવાર્તા: પ. યોહાન ૧. ૧ થી ૧૪

### પ. સ્તેફનનો દિવસ.

ડિસેમ્બર ૨૬.

સારપ્રાર્થના :

હે પ્રભુ, એવું કર કે, તારા સત્યને માટે સાક્ષી પૂરતાં આ પૃથ્વીપર જે દુઃખો અમારાપર પડે, તે બધામાં અમે આકાશ તરફ ધારીને જોતાં રહીએ, અને જે મહિમા પ્રગટ થનાર છે તેને વિશ્વાસ વડે નિહાળીએ; અને તારા પ્રથમ શહીદ પવિત્ર સ્તેફનનો નમુનો લઈ, તેની માફક તારા પવિત્ર આત્માથી ભરેલા થઇને, અમારા સતાવનારાઓને માટે પ્રાર્થના કરવા તથા તેઓ પર પ્રેમ કરવા તથા તેમને આશીર્વાદ આપવા શિખીએ. હે ધન્યવાન ઇસુ, જેઓ તારે લીધે દુઃખ ખમે છે, તે બધાંની મદદ માટે તું દેવના જમણા હાથ પર અમારો એકલો મધ્યસ્થ અને પક્ષવાદી થઇને ઉભો રહે છે, તેના આસરાથી. આમેન.

¶ આ પછી અને નવા વર્ષના જાગરણ સુધી નાતાલની સારપ્રાર્થના હમેશાં વંચાય.

પત્રને બદલે: પ્રે.કૃત્ય ૭.૫૫ થી ૬૦

સુવાર્તા: પ.માત્થી ૨૩. ૩૪થી અંત

### પ. યોહાન સુવાર્તિકનો દિવસ.

ડિસેમ્બર ૨૭.

સારપ્રાર્થના :

હે દયાવાન દેવ, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તું તારી મંડળી પર તારૂં અજવાળું એવી રીતે પાડ કે, તે તારા ધન્યવાન પ્રેરિત અને સુવાર્તિક પવિત્ર યોહાનના બોધથી પ્રકાશ પામીને તારા સત્યના અજવાળામાં એવી રીતે ચાલે, કે છેવટે તે સદાકાળના જીવનના અજવાળાને પામી લે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના વસીલાથી. આમેન.

**પત્ર** : ૧ યોહાન ૧. ૧ થી અંત.

સુવાર્તા : પ યોહાન ૨૧.૧૯થી અંત.

### નિર્દોષ બાળકોનો દિવસ.

ડીસેમ્બર ૨૮

સારપ્રાર્થના :

હે સર્વશકિતમાન દેવ, તેં બાળકો તથા ધાવણાંઓનાં મુખ-



માંથી બળ સિદ્ધ કીધું છે, અને નાનાંબાળકોના મરણથી પોતાનો મહિમા પ્રગટ કીધો; અમારામાંથી સર્વ દુર્ગુણો મારીને નષ્ટ કરી નાખ, અને તારી કૃપા વડે અમને એવી શક્તિ આપ, કે અમારા નિર્દોષ જીવન તથા અંત સુધીના દૃઢ વિશ્વાસ વડે અમે તારા પવિત્ર નામનો મહિમા કરીએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

**પત્રને** બદલે : પ્રકટી. ૧૪.૧ થી ૫.

સુવાર્તા : પ. માત્થી ૨.૧૩ થી ૧૮.

### નાતાલ પછીનો રવિવાર.

સારપ્રાર્થના : નાતાલના દિવસની—

**પત્ર** : ગલાતી ૪.૧ થી ૭.

સુવાર્તા : પ. માત્થી ૧.૧૮ થી અંત.

### ખ્રિસ્તની સુન્નતનો દિવસ.

જાન્યુઆરી ૧.

સારપ્રાર્થના (૧)

હે સર્વશકિતમાન દેવ, તેં તારા ધન્યવાન પુત્રની સુન્નત કરાવીને માણસને માટે તેને નિયમાધીન કરી દીધો; અમને આત્માની ખરી સુન્નત આપ, કે અમારાં મન અને અમારા બધા અવયવ, બધી સંસારી તથા દૈહિક વાસનાઓ વિષે મરી જાય, જેથી અમે બધી વાતોમાં તારી ધન્યવાન ઇચ્છાને આધીન થઇએ; તેજ તારા દીકરા અમારા પ્રભુના આસરાથી. આમેન.

સારપ્રાર્થના (૨)

હે સનાતન પ્રભુ પરમેશ્વર, તેં તારા દાસોને એક બીજા વર્ષની શરૂઆતે આણ્યા છે; અમે નમ્રતાથી તને વિનવીએ છીએ કે, ગતકાળનાં અમારાં પાપ તથા ભુલચૂકોની માફી આપ, અને કૃપા કરીને અમારા જીવનના બધા દિવસોમાં અમારી સાથે રહે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

**પત્ર : રૂમી ૪. ૮ થી ૧૪.**

અથવા

„ એફ. ૨.૧૧ થી ૧૮.

સુવાર્તા : પ લુક ૨. ૧૫ થી ૨૧.

### નાતાલ પછી બીજો રવિવાર.

¶ આ સારપ્રાર્થના, પત્ર અને સુવાર્ત્તા ખ્રિસ્તની સુન્નતના દિવસ પછી એપિફનિ લગી કોઈ પણ દિવસે વાપરી શકાય.

સારપ્રાર્થના :

હે સર્વશકિતમાન દેવ, તેં માણસને તારી પોતાની પ્રતિમામાં અદ્ભુત રીતે પેદા કર્યું, અને એ કરતાં અદ્ભુત રીતે તેને તેની આગલી સ્થિતિમાં ફરી આણ્યું: અમે તને વિનંતિ કરીએ છીએ કે તું એવું કર કે, જેમ તારો પુત્ર અમારો પ્રભુ ઈસુ ખ્રિસ્ત માણસના સ્વરૂપમાં ઘડાયો, તેમ અમે તેના ઈશ્વરી સ્વભાવના ભાગિયા થઈએ; એજ તારો પુત્ર જે તારી અને પવિત્ર આત્માની સાથે એક દેવ યુગોયુગ જીવે છે તથા રાજ્ય કરે છે તેના આસરાથી. આમેન.

પત્ર ૨ કરિંથી ૮. ૯.

સુવાર્ત્તા. ૫. યોહાન ૧. ૧૪થી ૧૮.

¶ આ સારપ્રાર્થના તથા પત્ર તથા સુવાર્તા એપિફનિના પર્વ લગી દરરોજ વંચાય.

**એપિફનિ એટલે વિદેશીઓને ખ્રિસ્તનું પ્રકટીકરણ.**

જાન્યુઆરી ૬.

સારપ્રાર્થના :

હે ઈશ્વર, તેં એક તારાની દોરવણીથી તારા એકાકીજનિત પુત્રને વિદેશીઓ આગળ જાહેર કર્યો; દયા કરીને એવું કર કે, અમે જેઓ હમણાં તને વિશ્વાસે કરીને જાણીએ છીએ, તેઓ આ જીવન પછી તારા મહીમાવાન દેવત્વનું સંપૂર્ણ સુખ મેળવીએ: ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્ર : એફેસી ૩.૧ થી ૧૨.

સુવાર્તા : ૫. માત્થી ૨.૧ થી ૧૨.

## એપિફનિ પછી ૧ લો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તારા જે લોકો તને હાંક મારે છે, તેમની પ્રાર્થનાઓનો દયાથી અંગિકાર કર; અને એવું કર કે, જે કામો તેમણે કરવાં જોઇએ તેમને તેઓ સમજે તથા જાણે, અને તેમને વિશ્વાસુપણે કરવા સારૂ



કૃપા અને શક્તિ પણ પામે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્ર : રૂમી ૧૨. ૧ થી ૫.

સુવાર્તા : ૫. લુક ૨.૪૧ થી અંત.

## એપિફનિ પછી ૨ જો રવિવાર.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન અને સનાતન ઈશ્વર, તું આકાશ તથા પૃથ્વીની બધી વસ્તુઓ પર અધિકાર રાખે છે; દયા કરીને તારા લોકની વિનંતિઓને સાંભળીને અમારા જીવનના બધા દિવસો સુધી તારી શાંતિ અમને આપ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના વસીલાથી. આમેન.

પત્ર : રૂમી ૧૨. ૬ થી ૧૬.

સુવાર્તા : ૫. યોહાન ૨.૧ થી ૧૧.

## એપિફનિ પછી ૩ જો રવિવાર.

સારપ્રાર્થના :

સર્વશક્તિમાન અને સનાતન ઈશ્વર, અમારી દુર્બળતા પર દયાની નજર કર; અને અમારાં બધાં જોખમ તથા ગરજની વેળાએ તારો જમણો હાથ અમારી સહાય તથા રક્ષાને માટે લાંબો કર; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્ર : રૂમી ૧૨. ૧૬ થી અંત.

સુવાર્તા : ૫. માત્થી ૮.૧ થી ૧૩.

## એપિફનિ પછી ૪ થા રવિવાર.

સારપ્રાર્થના :

હે દેવ, તું જાણે છે કે અમે એટલાં ઘણાં અને ભારે જોખમોની વચ્ચે મૂકાએલાં છીએ, કે અમારી પ્રકૃતિની નબળાઇને લીધે હમેશાં સીધાં ઉભાં રહી નથી શકતાં; અમને એવી શક્તિ અને રક્ષણ આપ, કે જેથી અમે બધાં જોખમોમાં જળવાઇ રહીએ અને બધાં પરિક્ષણોમાંથી પાર ઉતરીએ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્ર : રૂમી ૧૩.૧ થી ૭.

સુવાર્તા : ૫. માત્થી ૮.૨૩ થી અંત.

## એપિફનિ પછી ૫ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તારી કલીસીઆ તથા કુટુંબને તારા સત્ય ધર્મમાં સદા સ્થિર રાખ; કે જેઓ માત્ર તારી આકાશી કૃપાની આશા પર આધાર રાખી રહે છે, તેઓ તારા મહાબળ થકી સદા સુરક્ષિત રહે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

**પત્ર** : કલોસી ૩.૧૨ થી ૧૭.
સુવાર્તા : ૫. માત્થી ૧૩.૨૪ થી ૩૦.

## એપિફનિ પછી ૬ ઠ્ઠો રવિવાર.

સારપ્રાર્થના :

હે ઇશ્વર, તારો ધન્યવાન પુત્ર એ સારૂ પ્રગટ થયો, કે તે શેતાનનાં કામોનો નાશ કરે, અને અમને દેવના દીકરા તથા અનંત જીવનના વારસો બનાવે; અમે તને વિનંતિ કરીએ છીએ કે અમે આ આશા ધરનારા થઇને, જેવો તે પવિત્ર છે તેવા પોતાને પવિત્ર કરીએ; એ માટે કે જ્યારે તે પોતાના સમર્થ તથા મોટા મહિમા સહિત પાછો આવે, ત્યારે અમે તેના સદાકાળિક અને મહિમાવાન રાજ્યમાં તેના જેવા કરાઇએ; જ્યાં, ઓ બાપ, તારી સાથે, અને ઓ પવિત્ર આત્મા, તારી સાથે, તે સદા એક દેવ યુગેયુગ જીવે છે તથા રાજ કરે છે. આમેન.

**પત્ર** : ૧ યોહાન ૩.૧ થી ૮.
સુવાર્તા : ૫. માત્થી ૨૪. ૨૩ થી ૩૧.

## સેપ્ટુઆજેસીમા રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તારા લોકની પ્રાર્થનાઓને પ્રસન્નતાથી સાંભળ; કે અમે જેઓ પોતાના અપરાધોને લીધે વાજબી શિક્ષા પામીએ છીએ, તેઓ તારા નામના મહિમાની ખાતર, તારી દયાળુ મહેરબાની થકી છુટા કરાઇએ; ઇસુ ખ્રિસ્ત અમારો તારનાર, જે તારી અને પવિત્ર આત્માની સાથે સદા એક દેવ, યુગેયુગ જીવે છે અને રાજ કરે છે, તેના વસીલાથી. આમેન.



**પત્ર** : ૧ કરિંથી ૯. ૨૪ થી અંત.
સુવાર્તા : ૫. માત્થી ૨૦. ૧ થી ૧૬.

## સેગ્ઝાજેસીમા રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ દેવ, તું જુએ છે કે, અમને પોતાના કોઈ પણ કાર્ય પર ભરોસો હોતો નથી; દયા કરીને એવું કર કે તારા બળ વડે અમે બધી વિપત્તિઓ સામે સુરક્ષિત રહીએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

**પત્ર** : ૨ કરિંથી ૧૧. ૧૯ થી ૩૧.
સુવાર્તા : ૫. લુક ૮.૪ થી ૧૫.

## કિંવકવાજેસીમા રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, તેં અમને શિખવ્યું છે કે, અમારાં બધાં કામો પ્રીતિ વિના નકામાં છે; તારા પવિત્ર આત્માને મોકલીને, અમારાં મનોમાં પ્રીતિનું અત્યુત્તમ દાન, જે સલાહ અને સર્વ સદ્ગુણોનું ખરેખરૂં બંધન છે, અને જેના વગર જીવવું તે તારી આગળ મરેલા સરખું ગણાય છે, તે રેડી દે; તારા એકના એક દીકરા ઇસુ ખ્રિસ્તને નામે તું એવું કર. આમેન.

**પત્ર** : ૧ કરિંથી ૧૩.૧ થી અંત.
સુવાર્તા : ૫. લુક ૧૮.૩૧ થી અંત.

## ઉપવાસ સમયનો ૧ લો દિવસ, જે રાખનો બુધવાર કહેવાય છે.

સારપ્રાર્થના :

સર્વશક્તિવાન અને સનાતન ઇશ્વર, તું તારી સરજેલી કોઈ વસ્તુને હલકી ગણતો નથી, અને જે બધાં પસ્તાવો કરે છે, તેમનાં પાપની માફી આપે છે; અમારામાં નવાં તથા પસ્તાવિક હૃદયો સરજાવ, કે અમે પોતાનાં પાપોનો યોગ્ય રીતે શોક કરીને, અને અમારી કંગાલીઅત કબુલ કરીને, તું જે બધી દયાનો દેવ છે, તેની પાસેથી પૂરી માફી અને ક્ષમા પામી લઇએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના વસીલાથી. આમેન.

¶ ઉપવાસ સમયના દિવસોની ઠરાવેલી સારપ્રાર્થનાઓ પછી, આ સારપ્રાર્થના પણ દરરોજ વંચાય.

**પત્રને બદલે** : યોએલ ૨.૧૨થી૧૭.
સુવાર્તા : ૫. માત્થી ૬.૧૬ થી ૨૧.

## ઉપવાસ સમયનો ૧ લો

### રવિવાર.

**સારપ્રાર્થના :**

હે પ્રભુ, તેં અમારે કાજે ચાળીસ દિવસ અને ચાળીસ રાત ઉપવાસ કર્યો; અમને એવી પરહેજગારી પાળવાને કૃપા આપ, કે અમારી દેહ આત્માને આધીન થવાથી, અમે ન્યાયીપણામાં તથા ખરી પવિત્રાઇમાં તારી દૈવિક પ્રેરણા પ્રમાણે હંમેશાં કરતા રહીએ, જેથી તને માન અને મહિમા મળે; તું જે પિતા અને પવિત્ર આત્મા સાથે એક દેવ યુગોયુગ જીવે છે અને રાજ કરે છે તેના વસીલાથી. આમેન.

**પત્ર** : ૨ કરિંથી ૬.૧ થી ૧૦.
સુવાર્તા : ૫. માત્થી ૪.૧ થી ૧૧.

### ઉપવાસ સમયનો ૨ જો રવિવાર.

**સારપ્રાર્થના :**

હે સર્વશક્તિવાન ઇશ્વર, તું જુએ છે કે, અમારા પોતામાં પોતાને સંભાળવાની કશી શક્તિ નથી; બહારથી અમારા દેહની અને માંહેથી અમારાં મનની સંભાળ કર; જેથી દેહ પર આવતી બધી વિપત્તિઓથી અને મન પર ચઢી આવી તેને નુકસાન કરતા સઘળા દુષ્ટ વિચારોથી અમે બચાવ પામીએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

**પત્ર** : ૧ થેસ્સા. ૪. ૧ થી ૮.
સુવાર્તા : ૫. માત્થી ૧૫. ૨૧ થી ૨૮.

### ઉપવાસ સમયનો ૩ જો રવિવાર.

**સારપ્રાર્થના :**

હે સર્વશક્તિવાન ઇશ્વર, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તારા નમ્ર સેવકોની હાર્દિક માગણીઓ પર નજર કરીને, અમારા બધા શત્રુઓથી અમારૂં રક્ષણ કરવાને તારો પ્રતાપી જમણો હાથ લાંબો કર; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

**પત્ર** : એફેસી ૫. ૧ થી ૧૪.
સુવાર્તા : ૫. લુક ૧૧.૧૪ થી ૨૮.

### ઉપવાસ સમયનો ૪ થો રવિવાર.

**સારપ્રાર્થના :**

હે સર્વશક્તિમાન ઇશ્વર, અમે તને વિનંતિ કરીએ છીએ



કે, અમે જેઓ પોતાનાં અપકર્મોને લીધે વ્યાજબી રીતે સજાપાત્ર ઠર્યાં છીએ તેઓ તારી દયાથી તારી કૃપાના દિલાસા વડે સમાધાન પામીએ; અમારા પ્રભુ અને તારનાર ઇસુ ખ્રિસ્તના વસીલાથી. આમેન.

**પત્ર** : ગલાતી ૪.૨૧ થી અંત; અથવા હેબ્રી ૧૨.૨૨ થી ૨૪.
સુવાર્તા : ૫ યોહાન. ૬.૧ થી ૧૪.

### ઉપવાસ સમયનો ૫ મો રવિવાર.

**સારપ્રાર્થના :**

હે સર્વશકિતમાન ઇશ્વર, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તારા લોકો પર દયાની નજર કર, કે તારી ઘણી ભલમનસાઇથી તેમની દેહ અને આત્મા બન્ને સદા તારા અધિકાર તથા સંભાળ તળે રહે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્ર : હેબ્રી ૯. ૧૧ થી ૧૫.
સુવાર્તા : ૫. યોહાન ૮.૪૬ થી અંત.

### પુનરૂત્થાનની આગળનો રવિવાર.

**સારપ્રાર્થના :**

હે સર્વશકિતમાન તથા સનાતન ઇશ્વર, માણસજાત તરફ તારા મમતાળુ પ્રેમને લીધે, તેં તારા દીકરા, અમારા તારનાર ઇસુ ખ્રિસ્તને મોકલ્યો, કે તે અમારી દેહ ધારણ કરીને ક્રુસ પર મરણ ભોગવે, એ માટે કે બધી માનવજાત તેની મહાન નમ્રતાનું અનુકરણ કરે; તારી એવી દયા અમ પર થવા દે કે, અમે તેની ધીરજનું અનુકરણ કરનારા થઇએ, એટલું જ નહિ પણ તેના પુનરૂત્થાનના પણ ભાગિયા થઇએ; તેજ ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

**પત્ર** : ફીલીપી ૨.૫ થી ૧૧.
સુવાર્તા : ૫. માત્થી ૨૭.૧ થી ૫૪.

### પુનરૂત્થાનની આગળનો સોમવાર.

**પત્રને** બદલે : યશ. ૬૩.
સુવાર્તા : ૫. માર્ક ૧૪.

### પુનરૂત્થાનની આગળનો મંગળવાર.

**પત્રને** બદલે : યશ. ૫૦.૫ થી અંત.
સુવાર્તા : ૫ માર્ક ૧૫.૧ થી ૩૯.

### પુનરૂત્થાનની આગળનો બુધવાર.

**પત્ર** : હેબ્રી ૯.૧૬ થી અંત.
સુવાર્તા : ૫. લુક ૨૨.

## પુનરૂત્થાનની આગળનો બૃહસ્પતવાર.

**પત્ર** : ૧ કરિં. ૧૧.૧૭ થી અંત.
સુવાર્તા : ૫. લુક ૨૩.૧ થી ૪૯.

## શુભ શુક્રવાર.

સારપ્રાર્થના :

પહેલી : હે સર્વશક્તિમાન ઇશ્વર, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તું આ તારા કુટુંબ (મંડળી) પર દયાની નજર કર, જેને લીધે અમારો પ્રભુ ઇસુ ખ્રિસ્ત પકડાવાને તથા દુષ્ટ લોકોના હાથમાં સોંપાવાને, અને ક્રુસ પર મરવાને પ્રસન્ન થયો; તેજ હમણાં તારી અને પવિત્ર આત્માની સાથે યુગોયુગ જીવે છે તથા રાજ કરે છે. આમેન.

બીજી : હે સર્વશક્તિવાન તથા સનાતન ઇશ્વર, તારા આત્માથી કલીસીઆનું આખું શરીર ચલાવાય છે ને પવિત્ર કરાય છે; અમારી વિનંતિઓ અને પ્રાર્થનાઓ જે અમે તારી પવિત્ર કલીસીઆની દરેક સ્થિતિનાં માણસોને માટે તારી આગળ કરીએ છીએ, તે માન્ય કર; કે તેનો દરેક અવયવ પોતીકી પદ્વી અને સેવામાં સત્યતા અને ધાર્મિકપણાએ તારી સેવા કરે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

ત્રીજી : હે દયાળુ દેવ, તેં બધાં માણસોને ઉત્પન્ન કીધાં, અને તારી સરજેલી કોઈ વસ્તુનો તું દ્વેષ કરતો નથી, તેમજ તું કોઈ પણ પાપીનું મરણ ઇચ્છતો નથી, પણ એમ ઇચ્છે છે કે તે ફરે અને જીવે. બધા યહુદીઓ, મુસલમાનો, અવિશ્વાસીઓ તથા પાખંડીઓ પર દયા કર, અને તેમનાથી તેમની અજ્ઞાનતા, મનની કઠણતા અને તારા વચન વિષેનો અનાદર વેગળો કર; અને હે ધન્યવાન પ્રભુ, તેમને એવી રીતે તારા ટોળામાં મેળવી લે, કે તેઓ ખરા ઇસ્રાએલના શેષ મધ્યે તારણ પામે, અને અમારો પ્રભુ ઇસુ જે એકલો પાળક, તેના હાથમાં એક ટોળું બની જાય; જે તારી અને પવિત્ર આત્માની સાથે એક દેવ યુગોયુગ જીવે છે તથા રાજ કરે છે, તેના વસીલાથી. આમેન.



**પત્ર** : હેબ્રી ૧૦.૧ થી ૨૫.
સુવાર્તા : ૫. યોહાન. ૧૯.૧ થી ૩૭.

## પુનરૂત્થાનનું જાગરણ.

સારપ્રાર્થના :

હે પ્રભુ, એવું કર કે, જેમ તારા ધન્યવાન પુત્ર અમારા તારનાર ઇસુ ખ્રિસ્તના મરણમાં અમે બાપ્તિસ્મા પામ્યાં છીએ, તેમ પોતાની દુર્વાસનાઓને જાથુ મારતાં રહીને, તેની સાથે દટાઈ જઇએ; અને કબર તથા મોતના દરવાજે થઇને અમારા આનંદી પુનરૂત્થાનને પહોંચી જઇએ; તારો પુત્ર ઇસુ ખ્રિસ્ત અમારો પ્રભુ જે અમારે કાજે મરણ પામ્યો, દટાયો ને પાછો ઉઠયો તેના પુણ્યને લીધે. આમેન.

**પત્ર** : ૧ પીતર ૩.૧૭ અંત.
સુવાર્તા: ૫. માત્થી ૨૭.૫૭થી અંત.

## પુનરૂત્થાનનો દિવસ.

¶ સવારની પ્રાર્થના વખતે ગીતશાસ્ત્રના ૯૫ મા સ્તોત્રને ઠેકાણે આ ગીત ગવાય કે વંચાય.

આપણો પાસ્ખાયજ્ઞ, એટલે ખ્રિસ્ત, તે આપણી વતી મરાયો છે.

એ માટે જુના ખમીરથી નહિ, ને ભુંડાઈ તથા દુષ્ટપણાના ખમીરથી નહિ, પણ નિષ્કપટપણાની તથા ખરાપણાની બેખમીર રોટલીથી આપણે પર્વ પાળીએ. ૧ કરિં. ૫. ૭, ૮.

ખ્રિસ્ત મુએલાંમાંથી ઉઠાડયા પછી ફરી મરતો નથી; હવે પછી મરણનો તેના પર અધિકાર નથી.

કેમકે તે મુઓ, એટલે પાપના સંબંધમાં એકજ વાર મુઓ, પણ તે જીવે છે એટલે દેવના સંબંધમાં જીવે છે.

તેમ તમે પોતાને પણ પાપના સંબંધમાં મુએલા, પણ આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તને આસરે દેવના સંબંધમાં જીવતા, ગણો. રૂમી ૬. ૯—૧૧.

ખ્રિસ્ત મુએલાંમાંથી ઉઠયો છે, ને ઉંઘી ગએલાઓનું પ્રથમ ફળ થયો છે.

કેમકે માણસથી મરણ થયું, એ માટે માણસથી મુએલાંઓનું ઉત્થાન પણ થયું.

કેમકે જેમ આદમમાં સર્વ મરે છે, તેમ ખ્રિસ્તમાં સર્વ

સજીવ કરાશે. ૧ કરિં. ૧૫. ૨૦–૨૨.

પિતા તથા પુત્ર તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ;

જેવો આરંભમાં હતો, હમણાં છે, ને સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન ઇશ્વર, તારા એકાકીજનિત દીકરા ઇસુ ખ્રિસ્તના મરણ પર વિજયી થવાથી તેં અમારે માટે સદાકાળના જીવનનું બારણું ઉઘાડ્યું છે; અમે નમ્રતાથી તને વિનવીએ છીએ કે, જેમ તારી ખાસ કૃપા અમારી આગળ મોકલીને તું અમારાં મનોમાં સારી ઇચ્છાઓ મૂકે છે, તેમ તારી જાથુ મદદ વડે અમે તેમને સારાં કામ કરવામાં પૂરી કરીએ એમ થવા દે; અમારો પ્રભુ ઇસુ ખ્રિસ્ત, જે તારી અને પવિત્ર આત્માની સાથે, સદા એક દેવ, યુગોયુગ જીવે છે તથા રાજ કરે છે તેના આસરાથી. આમેન.

**પત્ર :** કલોસે ૩.૧ થી ૭.
સુવાર્તા : ૫. યોહાન ૨૦.૧ થી ૧૦.

## પુનરૂત્થાનના હપ્તાનો સોમવાર.

પુનરૂત્થાનના દિવસની સારપ્રાર્થના વાંચવી.

**પત્રને બદલે :** પ્રે. કૃ. ૧૦.૩૪થી૪૩.
સુવાર્તા : ૫. લુક ૨૪.૧૩ થી ૩૫.

## પુનરૂત્થાનના હપ્તાનો મંગળવાર.

પુનરૂત્થાનના દિવસની સારપ્રાર્થના વાંચવી.

**પત્રને:** બદલે : પ્રે.કૃ. ૧૩.૨૬થી૪૧.
સુવાર્તા : ૫. લુક ૨૪.૩૬ થી ૪૮.

## પુનરૂત્થાન પછી ૧ લો રવિવાર.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન પિતા, તેં તારા એકનાએક પુત્રને અમારાં પાપોને લીધે મરવાને, અને અમારા ન્યાયીકરણને લીધે ફરી જીવી ઉઠવાને આપ્યો છે; અમને વેર તથા ભુંડાઈનું ખમીર કાઢી નાખવાની શક્તિ આપ, કે અમે શુદ્ધ ચાલ અને સત્યતામાં સદા તારી સેવા કરતાં રહીએ; તેજ તારા પુત્ર ઇસુ ખ્રિસ્ત અમારા



પ્રભુના પુણ્યને લીધે. આમેન.

પત્ર : ૧ યોહાન ૫.૪ થી ૧૨.
સુવાર્તા : ૫. યોહાન ૨૦.૧૯થી ૨૩.

## પુનરૂત્થાન પછી ૨ જો રવિવાર.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન ઇશ્વર, તેં તારો એકનોએક પુત્ર એ સારૂ આપ્યો, કે તે અમારે માટે પાપનું બળીદાન અને પવિત્ર ચાલનો નમુનો પણ થાય; અમને કૃપા આપ કે, અમે તેના અમુલ્ય ઉપકારને સદા આભાર સાથે કબુલ કરીએ, અને તેના પરમ પવિત્ર જીવનનાં ધન્ય પગલાંમાં ચાલવાને નિત્ય યત્ન કરતાં રહીએ; તેજ ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી આમેન.

પત્ર : ૧ પીતર ૨.૧૯ થી અંત.
સુવાર્તા : ૫. યોહાન ૧૦.૧૧થી૧૬.

## પુનરૂત્થાન પછી ૩ જો રવિવાર.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન ઇશ્વર, તું ભૂલમાં પડેલાંને તારા સત્યનો પ્રકાશ એ મતલબથી દેખાડે છે કે, તેઓ ન્યાયીપણાના માર્ગ પર પાછા આવે; એવું કર કે જે સઘળા ખ્રિસ્તના ધર્મના સત્સંગમાં મેળવાય છે, તેઓ જે કંઈ તેમના વિશ્વાસને ઉલટું હોય તે ત્યાગી દે, અને જે કંઈ ધર્મ પ્રમાણે હોય તેની પાછળ ચાલે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

**પત્ર :** ૧ પીતર ૨.૧૧ થી ૧૭.
સુવાર્તા : ૫. યોહાન ૧૬.૧૬થી ૨૨.

## પુનરૂત્થાન પછી ૪ થો રવિવાર.

સારપ્રાર્થના :

હે સર્વસમર્થ દેવ, પાપી માણસોની નિરંકુશ ઇચ્છા તથા વાસનાઓને એકલો તુંજ વશ રાખી શકે છે; તારા લોક પર એવી કૃપા મોકલ કે, જે વાતની તું આજ્ઞા કરે છે તેને તેઓ પ્રિય ગણે, અને જેનું તું વચન આપે છે તેના ચાહનારા થાય; એ સારૂ કે, જગતમાં થતા વિવિધ ફેરફારો છતાં અમારાં મનો જ્યાં ખરો આનંદ જડે છે તે તરફ દઢપણાથી લાગી

રહે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના વસીલાથી. આમેન.

પત્ર : પ. યાકુબ ૧.૧૭ થી ૨૧.
સુવાર્તા : પ. યોહાન ૧૬.૫ થી ૧૪.

## પુનરૂત્થાન પછી ૫ મો રવિવાર.

જેને વિનંતિનો રવિવાર કહેવામાં આવે છે તે.

સારપ્રાર્થના :

હે પ્રભુ, બધાં ઉત્તમ વાનાં તારી પાસેથી આવે છે; અમ તારા નમ્ર દાસો પર એવી દયા કર કે, તારી પવિત્ર પ્રેરણા થકી જે વાતો સારી હોય તેના અમે વિચારનારા, અને તારી દયા ભરેલી દોરવણી પ્રમાણે તેમના કરનારા પણ થઇએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : પ. યાકુબ ૧.૨૨ થી અંત.
સુવાર્તા : પ. યોહાન ૧૬.૨૩ થી અંત.

## આકાશગમનનો દિવસ.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન ઇશ્વર, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તું એવું કર કે, જેવો અમારો વિશ્વાસ છે કે તારો એકાકીજનિત પુત્ર, અમારો પ્રભુ ઇસુ ખ્રિસ્ત આકાશે ચઢી ગયો છે, તેવા અમે પણ મનથી તથા આત્માથી ત્યાં ચઢીને તેની સંઘાતે નિરંતર રહીએ; જે તારી અને પવિત્ર આત્માની સાથે એક દેવ યુગોયુગ જીવે છે તથા રાજ્ય કરે છે, તેના વસીલાથી. આમેન.

પત્રને બદલે : પ્રે. કૃ. ૧.૧ થી ૧૧.
સુવાર્તા : પ. માર્ક ૧૬.૧૪ થી અંત.
અથવા પ. લુક ૨૪.૪૪ થી અંત.

## આકાશગમન પછીનો રવિવાર.

સારપ્રાર્થના :

હે દેવ, ગૌરવના રાજા, તેં તારા એકનાએક દીકરા ઇસુ ખ્રિસ્તને મહાન વિજય સાથે તારા આકાશમાંના રાજ્યમાં ઉચ્ચ સ્થાને બેસાડયો; અમે તને વિનંતિ કરીએ છીએ કે, અમને નિરાશ્રિત ન રહેવા દે; પણ તારો પવિત્ર આત્મા અમને દિલાસો દેવા સારૂ અમારી પાસે મોકલ, અને જ્યાં અમારો તારનાર ખ્રિસ્ત અગાઉથી ગયો છે તેજ જગામાં અમને પણ



પહોંચાડ; જે તારી અને પવિત્ર આત્માની સાથે એક દેવ યુગોયુગ જીવે છે અને રાજ કરે છે તેના નામમાં. આમેન.

પત્ર : ૧. પીતર ૪.૭ થી ૧૧.
સુવાર્તા : પ. યોહાન ૧૫.૨૬ થી ૧૬. ૪.

## પેન્ટેકોસ્ટનો રવિવાર.

સારપ્રાર્થના :

હે ઇશ્વર, તેં આ દિને તારા વિશ્વાસી લોક પર તારા પવિત્ર આત્માની જોત મોકલીને તેમનાં મનને શિક્ષણ દીધું; એવું કર કે, અમે તેજ આત્મા વડે બધી વાતોમાં સારી સમજ ધરાવનારા થઇએ, અને તેના પવિત્ર દિલાસાએ કરીને સર્વદા આનંદ કરતા રહીએ; અમારો તારનાર ઇસુ ખ્રિસ્ત, જે તારી સાથે તેજ આત્માની ઐક્યતામાં એક દેવ યુગોયુગ જીવે છે અને રાજ્ય કરે છે તેના પુણ્યને લીધે. આમેન.

પત્રને બદલે : પ્રે. કૃ. ૨.૧ થી ૧૧.
સુવાર્તા : પ. યોહાન ૧૪.૧૫ થી અંત

## પેન્ટેકોસ્ટના હપ્તાનો સોમવાર.

સારપ્રાર્થના : ઉપર પ્રમાણે.

પત્રને બદલે : પ્રે. કૃ. ૧૦.૩૪ થી અંત.
સુવાર્તા : પ. યોહાન ૩.૧૬ થી ૨૧.

## પેન્ટેકોસ્ટના હપ્તાનો મંગળવાર.

સારપ્રાર્થના : ઉપર પ્રમાણે.

પત્રને બદલે : પ્રે. કૃ. ૮.૧૪ થી ૧૭.
સુવાર્તા : પ. યોહાન ૧૦.૧ થી ૧૦.

## ત્રયનો રવિવાર.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિવાન અને સનાતન ઇશ્વર, તેં અમ તારા દાસો પર એવી કૃપા કરી છે કે, ખરા વિશ્વાસનો અંગિકાર કરવાથી અમે સનાતન ત્રયના ગૌરવને માન્ય કરીએ, અને તે દિવ્ય મહત્તાના સામર્થ્યમાં એક જ દેવનું ભજન કરીએ; અમે તને વિનંતિ કરીએ છીએ કે, તું અમને એ વિશ્વાસમાં દૃઢ કરીને સદા લગણ બધી વિપત્તિઓથી અમારૂં રક્ષણ કર; તું જે એકજ દેવ યુગોયુગ જીવે છે અને રાજ કરે છે તેના આસરાથી. આમેન.

પત્રને બદલે : પ્રકટી ૪.૧ થી અંત.
સુવાર્તા : પ. યોહાન ૩.૧ થી ૧૫.

### ત્રય પછીનો પહેલો રવિવાર.

સારપ્રાર્થના :

હે ઇશ્વિર, જેઓ તારા પર ભરોસો રાખે છે, તે બધાનું બળ તું છે; દયા કરીને અમારી પ્રાર્થનાઓને માન્ય કર, અને અમારી મૃતક દેહની નિર્બળતાને લીધે અમે તુજ વિના કોઈ સારૂં કામ કરી નથી શકતા. માટે તારી કૃપાની સહાય અમને આપ, કે અમે તારી આજ્ઞાઓને પાળનારા થઇને, અમારી મરજી તેમજ કામથી તને પ્રસન્ન રાખીએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : ૧. યોહાન ૪.૭ થી અંત.
સુવાર્તા : ૫. લુક ૧૬.૧૯ થી અંત.

### ત્રય પછીનો બીજો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, જેઓનું પાલન તું તારા સ્થિર ભય તથા પ્રેમમાં કરે છે, તેઓની સહાય અને આગેવાની કરવાનું તું કદી ચૂકતો નથી; અમે તને વિનંતિ કરીએ છીએ કે, અમને તારા સુપ્રબંધના રક્ષણ તળે રાખ, અને તારા પવિત્ર નામના ભય અને પ્રેમમાં અમે સદા રહીએ એવું થવા દે; અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્તના આસરાથી. આમેન.

પત્ર : ૧. યોહાન ૩.૧૩ થી અંત.
સુવાર્તા : ૫. લુક ૧૪.૧૬ થી ૨૪.

### ત્રય પછીનો ત્રીજો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનંતિ કરીએ છીએ કે, દયા કરીને અમારૂં સાંભળ; અને એવું કર કે, અમે જેઓને તેં પ્રાર્થના કરવાની આતુર ઇચ્છા આપી છે, તેઓ બધાં જોખમ અને સંકટોમાં તારી મહાન સહાય વડે બચાવ તથા દિલાસો પામીએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : ૧. પીતર ૫.૫ થી ૧૧.
સુવાર્તા : ૫. લુક ૧૫. ૧ થી ૧૦.

### ત્રય પછીનો ૪ થો રવિવાર.

સારપ્રાર્થના :

હે ઇશ્વિર, જેઓ તારો ભરોસો કરે છે, તે બધાનો સંભાળનાર તું છે; તારા સિવાય કોઈ બળ-



વાન નથી, કોઈ પવિત્ર નથી; તારી દયા અમ પર ઘણી થવા દે, કે તારી આગેવાની તથા દોરવણી વડે અમે નાશવંત વસ્તુઓથી એવી રીતે પાર થઇએ કે, છેવટે અક્ષય વાનાંઓને ખોઇએ નહિ; હે આકાશી બાપ, અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્તને લીધે તું એવું કર. આમેન.

પત્ર : રૂમી ૮.૧૮ થી ૨૩.
સુવાર્તા : ૫. લુક ૬.૩૬ થી ૪૨.

### ત્રય પછીનો પાંચમો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનંતિ કરીએ છીએ કે, આ સંસારના પ્રવાહને તારા નિયમને આધીન રાખીને એવી સલાહમાં ચાલવા દે, કે તારી કલીસીયા ભક્તિના પૂરા શાંતપણામાં આનંદથી તારી સેવા કર્યા કરે; અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્તના આસરાથી આમેન.

પત્ર : ૧. પીતર ૩.૮ થી ૧૫.
સુવાર્તા : ૫. લુક ૫.૧ થી ૧૧.

### ત્રય પછીનો ૬ ઠ્ઠો રવિવાર.

સારપ્રાર્થના :

હે ઇશ્વિર, જેઓ તારા પર પ્રેમ કરે છે તેઓને માટે તેં એવાં સારાં વાનાં સિદ્ધ કરી રાખ્યાં છે કે જે માનવીની સમજ બહાર છે; અમારાં મનોમાં તારા તરફનો એવો પ્રેમ રેડી દે, કે અમે બધી વાતો કરતાં તારો પ્રેમ વધારે કરીને, તારાં વચનો જે અમારી બધી ઇચ્છાઓ કરતાં અધિક છે તેમને મેળવી લઇએ; અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્તના આસરાથી. આમેન.

પત્ર : રૂમી ૬.૩ થી ૧૧.
સુવાર્તા : ૫. માત્થી ૫.૨૦ થી ૨૬.

### ત્રય પછીનો ૭ મો રવિવાર

સારપ્રાર્થના :

હે સઘળી સત્તા તથા સામર્થ્યના પ્રભુ, તું બધી ઉત્તમ વસ્તુઓનો કર્ત્તા અને દાતાર છે; તારા નામનો પ્રેમ અમારાં મનોમાં રોપી દે, અમારામાં ખરા ધર્મની વૃદ્ધિ કર, બધા સદાચારથી અમારૂં પોષણ કર, અને તારી ઘણી દયાએ અમને તેમાં જાળવી રાખ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : રૂમી ૬.૧૯ થી અંત.
સુવાર્તા : પ. માર્ક ૮.૧ થી ૯.

## ત્રય પછીનો ૮ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે ઈશ્વર, તારા અટળ પ્રબંધ થકી આકાશ અને પૃથ્વીમાં બધી વાતો નિયમમાં રખાય છે; અમે નમ્રતાથી તને વિનંતિ કરીએ છીએ કે, બધી નુકસાનકારક વાતો અમારાથી ટાળી દે, અને જે વાતો અમને લાભની છે તે અમને આપ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્ર : રૂમી ૮.૧૨ થી ૧૭.
સુવાર્તા : પ. માત્થી ૭.૧૫ થી ૨૧.

## ત્રય પછીનો ૯ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનવીએ છીએ કે, જે બધી યથાર્થ વાતો હોય તેજ સદા વિચારવા તથા કરવાને અમને તારો આત્મા આપ; કે અમે, જે તારા સિવાય સારૂં કરી શકતા નથી, તે અમે તારી ઈચ્છા પ્રમાણે ચાલવાને તારી પાસેથી બળ પામીએ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : ૧ કરિં. ૧૦.૧ થી ૧૩.
સુવાર્તા : પ. લુક ૧૬.૧ થી ૯.
અથવા
,, પ. લુક ૧૫.૧૧ થી અંત.

## ત્રય પછીનો ૧૦ મો રવિવાર.

હે પ્રભુ, તારા નમ્ર દાસોની પ્રાર્થનાઓ પ્રતિ તારા દયાળુ કાન ઉઘાડા રાખ, અને તેમની વિનંતિઓ પ્રમાણે તેમને મળે, માટે તારી ઈચ્છા પ્રમાણે માગવાનું તેમને શીખવ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્ર : ૧ કરિં. ૧૨.૧ થી ૧૧.
સુવાર્તા : પ. લુક ૧૯.૪૧ થી ૪૭.

## ત્રય પછી ૧૧ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે ઈશ્વર, તું તારૂં મહાન સામર્થ્ય ખાસ કરીને દયા તથા કરૂણા કરવામાં દેખાડી આપે—છે; દયા કરીને અમારા પર તારી કૃપા એવા માપથી મોકલ કે, અમે તારી આજ્ઞાઓના માર્ગમાં દોડીને, તારાં કૃપાળુ વચનોને મેળવી લઈએ, અને તારા આકાશી ધનના ભાગિયા થઈએ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : ૧ કરિં. ૧૫.૧ થી ૧૧.
સુવાર્તા : પ. લુક ૧૮.૯ થી ૧૪.

## ત્રય પછીનો ૧૨ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન અને સનાતન ઈશ્વર, અમે પ્રાર્થના કરવા સારૂ જેટલા તૈયાર હોઈએ તે કરતાં તું સાંભળવા સારૂ વધારે તૈયાર રહે છે, અને અમારી માગણી કે લાયકી કરતાં વધારે આપવાની તારી રીત છે; તારી દયા અમ પર ઘણી થવા દે; એવી કે, જે કામોને લીધે અમારાં મન ભયભિત રહે છે તેઓની અમને માફી મળે, અને જે સારાં વાનાં તારા પુત્ર, અમારા પ્રભુ ઈસુ ખ્રિસ્તના પુણ્ય તથા મધ્યસ્થી વિના માગવા જેટલાં અમે લાયક નથી, તે અમને અપાય. આમેન.

પત્ર : ૨ કરિં. ૩.૪ થી ૯.
સુવાર્તા : પ. માર્ક ૭.૩૧ થી અંત.

## ત્રય પછીનો ૧૩ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે સર્વસમર્થ અને દયાળુ દેવ, તારા વિશ્વાસી લોક જેઓ તને સેવાનું ખરૂં અને પ્રશંસનિય અર્પણ કરે છે તે કેવળ તારૂંજ દાન છે; અમે તને વિનંતિ કરીએ છીએ કે તું એવું થવા દે, કે અમે આ જીવનમાં તારી સેવા એવા વિશ્વાસુપણાથી કરીએ, કે છેવટે તારાં આકાશી વચનોને પામ્યા વગર રહી ન જઈએ; અમારા પ્રભુ ઈસુ ખ્રિસ્તના પુણ્યને લીધે. આમેન.

પત્ર : ગલ. ૩.૧૬ થી ૨૨.
અથવા
,, હેબ્રી ૧૩.૧ થી ૬.
સુવાર્તા : પ. લુક ૧૦.૨૩ થી ૩૭.

## ત્રય પછીનો ૧૪ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન અને સનાતન ઈશ્વર, અમારામાં વિશ્વાસ, આશા, તથા પ્રીતિ વધાર; અને તું જે વચન આપે છે તે અમે મેળવીએ, માટે તું જે આજ્ઞા કરે છે તે પર પ્રીતિ રાખવાને અમારી મદદ કર; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : ગલ. ૫.૧૬ થી ૨૪.
સુવાર્તા : ૫. લુક ૧૭.૧૧ થી ૧૯.

## ત્રય પછીનો ૧૫ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનવીએ છીએ કે તારી નિરંતર કૃપાએ તારી કલીસીઆનું રક્ષણ કર; અને માણસ પોતાની નિર્બળતાને લીધે તારા વિના પડ્યા વગર રહી શકતો નથી, માટે અમારી સદા સહાય કરીને અમને બધી હાનિકારક વાતોથી બચાવી લે; અને જે બધી વાતો અમારા તારણને સારૂ ગુણકારી છે તેમની ગમ અમને દોર; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્ર : ગલ. ૬.૧૧ થી અંત.
સુવાર્તા : ૫. માત્થી ૬.૨૪ થી અંત.

## ત્રય પછીનો ૧૬ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તારી નિરંતર દયાએ તું તારી કલીસીઆને શુદ્ધ કરીને તેની રક્ષા કર; અને તે તારી સહાય વિના કુશળતામાં રહી નથી શકતી, માટે તારી મદદ અને મહેરબાનીથી તેની સદા સંભાળ કરતો રહે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : એફ. ૩.૧૩ થી અંત.
સુવાર્તા : ૫. લુક ૭.૧૧ થી ૧૭.

## ત્રય પછીનો ૧૭ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તારી પ્રાર્થના કરીએ છીએ કે, તારી કૃપા સર્વદા અમારી આગળ તથા પાછળ રહીને અમને બધાં સારાં કામમાં જાથુ લગાડી રાખે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : એફ. ૪.૧ થી ૬.
સુવાર્તા : ૫. લુક ૧૪.૧ થી ૧૧.

## ત્રય પછીનો ૧૮ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનવીએ છીએ કે, તારા લોકોને એવી કૃપા આપ, કે તેઓ જગત, દેહ, અને શેતાનનાં પરિક્ષણો સામે ટકી રહીને, તું જે એકજ ઇશ્વર, તારી પાછળ તેઓ શુદ્ધ મન અને બુદ્ધિથી ચાલતા રહે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના વસીલાથી. આમેન.

પત્ર : ૧ કરિં. ૧.૪ થી ૮.
સુવાર્તા : ૫. માત્થી ૨૨.૩૪થી અંત.

## ત્રય પછીનો ૧૯ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે ઇશ્વર, તારા વિના અમે તને પ્રસન્ન કરી નથી શકતાં; માટે તારી દયાથી એવું કર કે, તારો પવિત્ર આત્મા બધી વાતોમાં અમારો અધિકારી તથા આગેવાન થાય; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્ર : એફ. ૪.૧૭ થી અંત.
સુવાર્તા : ૫ માત્થી ૯.૧ થી ૮.

## ત્રય પછીનો ૨૦ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન તથા પરમ કૃપાળુ ઇશ્વર, અમે તને વિનંતિ કરીએ છીએ કે, જે બધી વાતોથી અમને હાનિ પહોંચે છે, તેઓથી તારી પુષ્કળ દયા વડે અમારી રક્ષા કર, કે અમે



દેહ અને આત્મામાં તૈયાર રહીને, જે કામો તું અમારી પાસે કરાવવા માગે છે તેમને આનંદથી પૂરાં કરીએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : એફ. ૫.૧૫ થી ૨૧.
સુવાર્તા : ૫. માત્થી ૨૨.૧ થી ૧૪.

## ત્રય પછીનો ૨૧ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે દયાળુ પ્રભુ, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તું તારા વિશ્વાસી લોકોને ક્ષમા તથા શાંતિ આપ, કે તેઓ પોતાનાં બધાં પાપોથી શુદ્ધ થઇને, શાંત મનથી તારી સેવા કર્યા કરે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : એફ. ૬.૧૦ થી ૨૦.
સુવાર્તા : ૫. યોહાન ૪.૪૬ થી અંત.

## ત્રય પછીનો ૨૨ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનવીએ છીએ કે, કલીસીયા જે તારૂં કુટુંબ છે તેને તું અહોનિશ સુભક્તિમાં સાચવી રાખ; કે તે

તારી રક્ષા થકી સઘળી વિપત્તિઓથી મુક્ત થઇને, સારાં કામોથી તારી સેવા કરવામાં ધાર્મિકપણાથી લાગી રહે, જેથી તારા નામને મહિમા મળે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્ર : ફીલી ૧.૩ થી ૧૧.
સુવાર્તા : ૫. માત્થી ૧૮.૨૧થી અંત.

## ત્રય પછીનો ૨૩ મો રવિવાર.

**સારપ્રાર્થના :**

હે ઇશ્વર, અમારા આશ્રય તથા સામર્થ્ય, તું સઘળા સુધર્મનો કર્ત્તા છે; અમે તને વિનંતિ કરીએ છીએ કે, તું તારી ક્લીસીયાની ધાર્મિક પ્રાર્થનાઓ સાંભળવાને તૈયાર રહે; અને એવું કર કે, જે વાતો અમે વિશ્વાસથી માગીએ તે અમે ખરેખાત પામીએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : ફીલી. ૩.૧૭ થી અંત.
સુવાર્તા : ૫. માત્થી ૨૨.૧૫ થી ૨૨.

## ત્રય પછીનો ૨૪ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તારા લોકને તેમના અપરાધોથી મુક્ત કર; કે જે પાપો અમે અમારી નિર્બળતાને લીધે કર્યાં છે તેમનાં બંધનોમાંથી તારી અપાર દયા વડે અમે બધા છુટકો પામીએ; હે આકાશી પિતા, ઇસુ ખ્રિસ્ત અમારા ધન્યવાન પ્રભુ તથા તારનારને લીધે તું એવું કર. આમેન.

પત્ર : કલો. ૧.૩ થી ૧૨.
સુવાર્તા : ૫. માત્થી ૯.૧૮ થી ૨૬.

## ત્રય પછીનો ૨૫ મો રવિવાર.

સારપ્રાર્થના :

હે પ્રભુ, અમે તને વિનવીએ છીએ કે, તું તારા વિશ્વાસી લોકનાં મનોને ઉત્તેજીત કર; કે તેઓ સારાં કામનાં ઘણાં ફળો લાવીને તારી પાસેથી પુષ્કળ બદલો પામે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી.

પત્રને બદલે : યિર્મે. ૨૩.૫ થી ૮.
સુવાર્તા : ૫. યોહાન ૬.૫ થી ૧૪.



¶ જો આગમનના રવિવાર આગળ ત્રય પછીના પચ્ચીસ કરતાં વધારે રવિવાર હોય, તો એપિફનિ પછીના જેટલા રવિવારની સારપ્રાર્થનાઓ મૂકી દેવામાં આવી હોય, તે પ્રાર્થનાઓ, પત્રો તથા સુવાર્તાઓ, ખપ પ્રમાણે વંચાય; ને જો પચ્ચીસ કરતાં ઓછા હોય, તો બાકીના મૂકી દેવા, પરંતુ આ છેલ્લી પ્રાર્થના, પત્ર અને સુવાર્તા, આગમનથી આગલા રવિવારે વંચાવાં જોઇએ.

## પવિત્ર આંદ્રિયાનો દિવસ.

નવેંબર ૩૦.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન ઇશ્વર, તેં તારા પવિત્ર પ્રેરિત સંત આંદ્રિયાને એવી કૃપા આપી, કે તે તારા પુત્ર ઇસુનું તેડું એકદમ માનીને વગર વિલંબે તેની પાછળ ચાલ્યો; અમ સર્વને એવી કૃપા આપ કે, અમે તારા પવિત્ર વચનથી તેડાએલા થઇને, તારી પવિત્ર આજ્ઞાઓ આધીનતાથી પૂરી કરવા પોતાને તરત સોંપી દઇએ; તેજ ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્ર : રૂમી ૧૦.૯ થી અંત.
સુવાર્તા : ૫. માત્થી ૪.૧૮ થી ૨૨

## પવિત્ર થોમા પ્રેરિતનો દિવસ.

ડીસેમ્બર ૨૧.

સારપ્રાર્થના :

સર્વશક્તિમાન અને સનાતન ઇશ્વર, તેં તારા પવિત્ર પ્રેરિત થોમાને, તેના વિશ્વાસને દૃઢ કરવા ખાતર, તારા પુત્ર ઇસુ ખ્રિસ્તના ઉત્થાન વિષે શકમાં પડવા દીધો; અમને કૃપા આપ કે, અમે તારા પુત્ર ઇસુ ખ્રિસ્ત પર એવો પાકો ને નિઃસંદેહ વિશ્વાસ રાખીએ, કે અમારો વિશ્વાસ તારી દૃષ્ટિમાં કદી ઠપકાપાત્ર ન ઠરે. હે પ્રભુ, તેજ ઇસુ ખ્રિસ્તને લીધે અમારૂં સાંભળ, જેને તારી તથા પવિત્ર આત્માની સાથે સઘળું માન ને મહિમા હમણાં ને સર્વદા હોજો. આમેન.

પત્ર : એફ. ૨.૧૯ થી અંત.
સુવાર્તા: ૫. યોહાન ૨૦.૨૪થી અંત.

## પવિત્ર પાઉલના પરિવર્તનનો દિવસ.

જાન્યુઆરી ૨૫.

સારપ્રાર્થના:

હે ઈશ્વર, તેં તારા ધન્યવાન પ્રેરિત પવિત્ર પાઉલના ઉપદેશથી સુવાર્તાનો પ્રકાશ જગતમાં બધે પાડયો; અમે તને વિનંતિ કરીએ છીએ કે, અમને એવી કૃપા આપ કે, તેના અદ્ભૂત પરિવર્તનને સ્મરણમાં રાખીને, તેના શીખાડેલા પવિત્ર શિક્ષણ પ્રમાણે ચાલવાથી, અમે તેને લીધે તારી આગળ અમારૂં આભારીપણું દેખાડતા રહીએ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્રને બદલે પ્રે. કૃ. ૯.૧ થી ૨૨.
સુવાર્તા: ૫. માત્થી ૧૯.૨૭થી અંત.

**ખ્રિસ્તની (મંદિરમાં) રજુઆતનો દિવસ,**

**જે ૫. કુંવારી મરિયમનું શુદ્ધિકરણ પણ કહેવાય છે તે.**

ફેબ્રુઆરી ૨.

સારપ્રાર્થના:

સર્વશક્તિમાન અને સદા જીવતા ઈશ્વર, અમે તારી મહત્તા આગળ નમ્રતાથી વિનવીએ છીએ, કે જેમ તારો એકાકીજનિત પુત્ર અમારી દેહના તત્ત્વમાં આજ દીને મંદિરમાં અર્પણ કરાયો, તેમ અમે મનની પવિત્રતા અને શુદ્ધતા સહિત તને અર્પિત થઈએ; તે તારા પુત્ર ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્રને બદલે: મલા. ૩.૧ થી ૫.
સુવાર્તા: ૫. લુક ૨.૨૨ થી ૪૦.

**૫. માત્થીઅસનો દિવસ.**

ફેબ્રુઆરી ૨૪.

સારપ્રાર્થના:

હે સર્વશક્તિમાન ઈશ્વર, તેં વિશ્વાસઘાતી યહુદાની જગ્યામાં તારા વિશ્વાસુ સેવક માત્થીઅસને બાર પ્રેરિતોના ગણનમાં આવવા સારૂ નિવેડયો; એવું કર કે તારી કલીસીયા જુઠા પ્રેરિતોથી સદા જળવાઈને, વિશ્વાસુ અને ખરા પાળકોની આગેવાની તળે સુરક્ષિત રહે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્રને બદલે: પ્રે. કૃ. ૧.૧૫ થી અંત.
સુવાર્તા: ૫. માત્થી ૧૧.૨૫થી અંત.



**ધન્ય કુંવારી મરિયમના સુસમાચારનો દિવસ.**

માર્ચ ૨૫.

સારપ્રાર્થના:

હે પ્રભુ, અમે તને વિનવીએ છીએ કે, તું તારી કૃપા અમારાં હૃદયોમાં રેડી દે; એ સારૂ કે જેમ એક દૂતના સંદેશાથી અમે તારા દીકરા ઈસુ ખ્રિસ્તનું દેહધારણ જાણ્યું છે, તેમ તેના ક્રુસ તથા દુઃખસહન થકી અમે તેના ઉત્થાનના મહિમામાં અણાઈએ; તેજ ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્રને બદલે: યશ. ૭. ૧૦ થી ૧૫.
સુવાર્તા: ૫. લુક ૧.૨૬ થી ૩૮.

**પવિત્ર માર્કનો દિવસ.**

એપ્રીલ ૨૫.

સારપ્રાર્થના:

હે સર્વશક્તિમાન ઈશ્વર, તેં તારા સુવાર્તિક પવિત્ર માર્કના સ્વર્ગીય શિક્ષણ વડે તારી પવિત્ર કલીસીયાને શીખાડયું છે; અમને એવી કૃપા આપ, કે, અમે હરેક જુઠા મતના પવનથી ફેરવાએલાં બાળકો જેવા ન થઈએ, પરંતુ તારી પવિત્ર સુવાર્તાના સત્યમાં સ્થપાએલા થઈએ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર: એફ. ૪.૭ થી ૧૬.
સુવાર્તા: ૫. યોહાન ૧૫.૧ થી ૧૧.

**પવિત્ર ફીલીપ તથા પવિત્ર યાકુબનો દિવસ.**

મે ૧.

સારપ્રાર્થના:

હે સર્વશક્તિમાન ઈશ્વર, તને ખરી રીતે જાણવો એજ અનંત જીવન છે; અમને એવું આપ કે, તારો પુત્ર ઈસુ ખ્રિસ્ત તેજ રસ્તો, સત્ય, તથા જીવન છે એ અમે સંપૂર્ણપણે જાણીએ; એ સારૂ કે, તારા પવિત્ર પ્રેરિતો ફીલીપ અને યાકુબનાં પગલાંમાં ચાલીને, જે માર્ગ અનંત જીવનમાં પહોંચાડે છે તેમાં અમે સ્થિરતાથી ચાલતા રહીએ; તેજ તારા પુત્ર ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના વસીલાથી. આમેન.

પત્ર: ૫. યાકુબ ૧.૧ થી ૧૨.
સુવાર્તા: ૫. યોહાન ૧૪.૧ થી ૧૪.

**પવિત્ર પ્રેરિત બાર્નાબાસનો દિવસ.**

જુન ૧૧.

સારપ્રાર્થના :

હે પ્રભુ દેવ સર્વસમર્થ, તેં તારા પવિત્ર પ્રેરિત બાર્નાબાસને પવિત્ર આત્માનાં અદ્ભુત દાનોથી વેષ્ટિત કીધો; અમે તને વિનંતિ કરીએ છીએ કે, અમને તારાં વિવિધ દાનો વગરના ન રહેવા દે, તેમજ તેમને સદા તારા માન તથા મહિમાને માટે વાપરવા તારી કૃપા અમારાથી પાછી ન રાખ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્રને બદલે: પ્રે. કૃ. ૧૧.૨૨થી અંત.
સુવાર્તા : પ. યોહાન ૧૫.૧૨ થી ૧૬.

**પવિત્ર યોહાન બાપ્તી-સ્મીના દિવસ.**

જુન ૨૪.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન ઇશ્વિર, તારા પરિજ્ઞાન થકી તારા સેવક યોહાન બાપ્તીસ્મા કરનારનો અદ્ભુત રીતે જન્મ થયો, અને તેના પસ્તાવાના ઉપદેશથી તારા પુત્ર અમારા તારનારનો રસ્તો તૈયાર કરવા માટે તેને મોકલવામાં આવ્યો; અમને તેના બોધ અને પવિત્ર આચરણમાં એવી રીતે ચાલતા રાખ કે, અમે તેના ઉપદેશ પ્રમાણે ખરો પસ્તાવો કરીએ; અને તેના નમૂના પ્રમાણે સર્વદા સાચું બોલનારા, દુરાચારને હિમ્મતથી ધમકાવનારા, અને સત્યને લીધે ધીરજથી દુઃખ સહન કરનારા થઇએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્રને બદલે : યશ. ૪૦.૧ થી ૧૧.
સુવાર્તા : પ. લુક ૧.૫૭ થી અંત.

**પવિત્ર પીતરનો દિવસ.**

જુન ૨૯.

સારપ્રાર્થના :

હે સર્વસમર્થ ઇશ્વિર, તેં તારા દીકરા ઇસુ ખ્રિસ્ત વડે તારા પ્રેરિત પવિત્ર પીતરને ઘણાં ઉત્તમ દાનો દીધાં; અને તેને તારૂં ટોળું પાળવાની આગ્રહતાથી આજ્ઞા આપી; અમે તને વિનંતિ કરીએ છીએ કે, એમ થાય કે, બધા બીશપો અને પાળકો ખંતથી તારા પવિત્ર વચનનો ઉપદેશ કરે, અને લોકો આધીનતાથી તે પ્રમાણે ચાલનારા થાય, જેથી તેઓ સર્વકાળના મહિમાનો



મુગટ પામે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્રને બદલે : પ્રે. કૃ. ૧૨.૧ થી ૧૧.
સુવાર્તા : પ. માત્થી ૧૬.૧૩થી ૧૯.

**૫. મર્યમ માગ્દાલેણનો દિવસ.**

જુલાઈ ૨૨.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન દેવ, તારા ધન્યવાન પુત્ર ઇસુ ખ્રિસ્તે મર્યમ માગ્દાલેણનું તેડું કરીને તેને તેના પુનરૂત્થાનની સાક્ષી થવાને પવિત્ર કરી; દયા કરીને એવું કર કે તારી કૃપાથી અમે અમારા બધા મનોવિકારોથી સાજા કરાઇને, તેના અનંત જીવનના સામર્થ્યમાં સર્વદા તારી સેવા કરતા રહીએ; જે તારી અને પવિત્ર આત્માની સાથે એક દેવ, યુગોયુગ જીવે છે તથા રાજ કરે છે તેના નામમાં. આમેન.

પત્ર : ૨ કરિંથી ૫.૧૪ થી ૧૭.
સુવાર્તા : પ. યોહાન ૨૦.૧૧ થી ૧૮.

**પવિત્ર યાકુબ પ્રેરિતનો દિવસ.**

જુલાઈ ૨૫.

સારપ્રાર્થના :

હે દયાવાન દેવ, એવું કર કે, જેમ તારો પવિત્ર પ્રેરિત યાકુબ, તેના બાપને તથા જે બધું તેની કને હતું તે છોડીને, તારા પુત્ર ઇસુ ખ્રિસ્તના તેડાને વગર વિલંબે આધીન થયો, અને તેની પાછળ ચાલ્યો; તેમ અમે, સઘળા દુન્યાઈ અને દૈહિક મોહ તજીને, તારી પવિત્ર આજ્ઞાઓ પ્રમાણે કરવાને સર્વદા તૈયાર રહીએ; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્રને બદલે: પ્રે.કૃ. ૧૧.૨૭થી૧૨.૩.
સુવાર્તા : પ. માત્થી ૨૦.૨૦ થી ૨૮.

**ખ્રિસ્તનું રૂપાંતર.**

ઑગસ્ટ ૬.

સારપ્રાર્થના :

ઓ પ્રભુ, તેં તારા એકાકી જનિત દીકરાના દુઃખ સહન પહેલાં પવિત્ર પહાડ પર તેનો મહિમા દેખાડી આપ્યો; અમ તારા સેવકોને એવું આપ કે અમે તેના મુખના અજવાળાને વિશ્વાસથી જોઇને, સ્તંભ ઉપાડવાની શક્તિ પામીએ, અને તેની પ્રતિમામાં મહિમાથી મહિમા સુધી બદલાઇએ; તેજ

ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : ૧ યોહાન ૩. ૧ થી ૩.
સુવાર્તા : ૫. માર્ક ૯. ૨ થી ૭.

### પવિત્ર બારથલમી પ્રેરિતનો દિવસ.

ઑગસ્ટ ૨૪.

સારપ્રાર્થના :

હે સર્વસમર્થ તથા સનાતન ઈશ્વર, તેં તારા પ્રેરિત બારથલમીને તારા વચન પર ખરો વિશ્વાસ આણીને તેનો ઉપદેશ કરવાની કૃપા આપી; અમે તને વિનવીએ છીએ કે, જે વચન પર તેણે વિશ્વાસ આણ્યો તે પર પ્રીતિ કરવા, તેમજ તેને માનવા તથા સંભળાવવા સારૂ તું તારી કલીસીયાને કૃપા આપ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

પત્રને બદલે : પ્રે. કૃ. ૫.૧૨ થી ૧૬.
સુવાર્તા : ૫. લુક ૨૨.૨૪ થી ૩૦.

### પવિત્ર માત્થી પ્રેરિતનો દિવસ.

સપ્ટેમ્બર ૨૧.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિવાન ઈશ્વર, તેં તારા ધન્યવાન દીકરા વડે માત્થીને દાણ ઉઘરાવવા પરથી પ્રેરિત અને સુવાર્તિક થવા સારૂ બોલાવી લીધો; દયા કરીને અમને બધી લોભી ઈચ્છાઓ તથા દ્રવ્યની અધિક પ્રીતિ ત્યાગી દઈને, તેજ તારા દીકરા ઈસુ ખ્રિસ્તની પાછળ ચાલવાનું મન આપ; જે તારી અને પવિત્ર આત્માની સાથે એક દેવ, યુગોયુગ જીવે છે અને રાજ કરે છે તેના વસીલાથી. આમેન.

પત્ર : ૨ કરિં. ૪.૧ થી ૬.
સુવાર્તા : ૫. માત્થી ૯.૯ થી ૧૩.

### પવિત્ર મીખાએલ તથા બધા દૂતોનો દિવસ.

સપ્ટેમ્બર ૨૯.

સારપ્રાર્થના :

હે સનાતન ઈશ્વર, તેં દૂતો તથા માણસોની સેવાનો અદ્ભૂત નિયમ ઠરાવ્યો તથા ઘડયો છે; દયા કરીને એવું કર કે, જેમ તારા પવિત્ર દૂતો આકાશમાં નિરંતર તારી સેવા કર્યા કરે છે, તેમ તેઓ તારા ઠરાવ્યા પ્રમાણે પૃથ્વી પર અમારી મદદ તથા રક્ષા કરતા રહે; ઈસુ ખ્રિસ્ત



અમારા પ્રભુને લીધે. આમેન.

પત્રને બદલે : પ્રકટી. ૧૨.૭થી૧૨.
સુવાર્તા : ૫. માત્થી ૧૮.૧ થી ૧૦.

### પવિત્ર લુક સુવાર્તિકનો દિવસ.

ઑકટોબર ૧૮.

સારપ્રાર્થના :

સર્વશક્તિવાન ઈશ્વર, તેં લુક વૈદ્ય જેનું વખાણ સુવાર્તામાં છે, તેને સુવાર્તિક તથા આત્માનો વૈદ થવા સારૂ તેડયો; દયા કરીને એવું કર કે, તેણે આપેલા શિક્ષણના આરોગ્યકારક ઔષધથી અમારા આત્માના બધા રોગ મટી જાય; તારા પુત્ર ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના પુણ્યને લીધે. આમેન.

પત્ર : ૨ તિમોથી ૪.૫ થી ૧૫.
સુવાર્તા : ૫. લુક ૧૦.૧ થી ૭.

અથવા

,, ૫. લુક ૭.૩૬ થી અંત.

### પવિત્ર સીમોન અને પવિત્ર યહુદા પ્રેરિતોનો દિવસ.

ઑકટોબર ૨૮.

સારપ્રાર્થના :

સર્વસમર્થ ઈશ્વર, તેં તારી મંડળી પ્રેરિતો તથા પ્રબોધકોના પાયા પર બાંધી છે. અને ઈસુ ખ્રિસ્ત પોતે તેના ખુણાનો મુખ્ય પત્થર થયો છે; અમને એવી કૃપા આપ કે, અમે તેમના શિક્ષણથી આત્માની ઐકયતામાં એવી રીતે સાથે જોડાએલા થઈએ, કે અમે તને પસંદ પડે એવું પવિત્ર મંદિર બની જઈએ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

પત્ર : ૫. યહુદા : ૮ મી કલમ સુધી.

અથવા

પત્રને બદલે પ્રકટી. ૨૧.૯ થી ૧૪.
સુવાર્તા : ૫. યોહાન ૧૫.૧૭થી અંત.

### બધા પવિત્રોનો દિવસ.

નવેંબર ૧.

સારપ્રાર્થના :

હે સર્વશક્તિમાન ઈશ્વર, તેં તારા નિવડિતોને, તારા પુત્ર અમારા પ્રભુ ઈસુ ખ્રિસ્તના આમિક શરીરના એક સમાગમ

તથા સંગતમાં જોડ્યા છે; અમને એવી કૃપા આપ કે, અમે તારા ધન્યવાન પવિત્રોનાં સઘળા સદાચારી અને સુભક્ત જીવનમાં તેમની પાછળ ચાલીએ; એવી રીતે કે, જે અવાચ્ય આનંદ તેં તારા પર ઢોંગ રહિત પ્રેમ કરનારાઓને સારુ તૈયાર કરી રાખ્યો છે, તેમાં અમે આવીએ; અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્તના આસરાથી. આમેન.

પત્રને બદલે : પ્રકટી. ૭.૨ થી ૧૨.
સુવાર્તા : ૫. માત્થી ૫.૧ થી ૧૨.

---

# પ્રભુનું ભોજન
## અથવા
# પવિત્ર સંગત પળાવવાની પદ્ધતિ

¶ જેટલાં પવિત્ર સંગતમાં ભાગ લેવા માગતાં હોય, તેમણે ઓછામાં ઓછા એક દિવસ આગળથી પાળકને પોતાનાં નામ જણાવવાં જોઇએ.

¶ અને જો તેમનામાંનો કોઈ ઉઘાડો અને જાણીતો દુરાચારી હોય, કાંતો તેણે બોલવાથી કે કરવાથી પોતાના પડોસીઓનો કોઈ એવો અપરાધ કીધો હોય કે જેથી મંડળીને ઠોકરનું કારણ મળે, તો પાળકને તે વિષેની જાણ થતાં તેણે તેને બોલાવીને ચેતાવવો, કે જ્યાં લગી તે પોતાની આગલી ખોટી વર્ત્તણુક જેથી તેણે મંડળીને ખોટું લગાડ્યું હતું તેનો ખરો પસ્તાવો કરીને તેની ચાલ સુધારી છે એવું ખુલ્લી રીતે જાહેર કરીને મંડળીને સંતોષી કરે, ત્યાં લગી તે પ્રભુની મેજ આગળ આવવાની ઉન્મતાઇ કદી ન કરે; વળી જેઓનું તેનાથી કંઈ નુકશાન થયું હોય તેનો બદલો તેણે ભરી આપવો જોઇએ, અગર તો, તેનાથી બને એટલું જલદીથી એમ કરવાનો પોતાનો પૂરો ઈરાદો તેણે જાહેર કરવો જોઇએ.

¶ તેમજ જે માણસો વચ્ચે પાળક દ્વેષભાવ તથા વૈરવૃત્તિ ચાલતી જુએ તેમના સંબંધમાં પણ તે એમજ વર્તે; એટલે, જ્યાં સુધી તેઓમાં સમાધાન થયું છે એવી ખાત્રી તેને થાય ત્યાં સુધી તેમને પ્રભુના ભોજનમાં ભાગ લેવા દે નહિ. અને જો એ પક્ષોમાંનો કોઈ એક તેના સામાવાળાના બધા અપરાધ પૂરા મનથી માફ કરવા, તેમજ તેણે પોતે કરેલા અપરાધોનો બદલો ભરી આપવા તૈયાર હોય; અને જો સામો પક્ષ તેને સુભક્તિની એકતામાં આવવાનું સમજાવવા છતાં માને નહિ, પણ પોતાના વિખવાદમાં અને વૈરવૃત્તિમાં ચાલુ રહે; તો એ બાબતમાં પાળકે એમ કરવું કે, પસ્તાવિક શખ્સને તેણે પવિત્ર સંગતમાં દાખલ કરવો, પણ જે હઠીલો હોય તેને નહિ. પરંતુ, આ નિયમમાં જણાવેલી આ કે એનાથી આગળની સૂચના પ્રમાણે કરીને

સેવક કોઈ શખ્સને સંગત બહાર મૂકે તો બહુમાં બહુ ચૌદ દિવસની અંદર તેણે ધર્માધિકારીને આ બાબત સંબંધીનું પોતાનું નિવેદન મોકલી આપવું પડશે. અને ધર્માધિકારી કાનુનને અનુસરીને તેવા શખ્સ પર કામ ચલાવશે.

¶ સંગતની વેળાએ મેજ પર એક સાફ ધોળું કપડું બીછાવીને તેને દેવળની અંદરના મધ્યમ ભાગમાં અથવા તેનો પૂર્વ ભાગ, જ્યાંથી સવાર સાંજની પ્રાર્થના ચલાવવામાં આવતી હોય, ત્યાં મૂકવી અને પ્રીસ્ટ મેજની ઉત્તર બાજુએ ઉભો રહીને પ્રભુની પ્રાર્થના તથા તે પછીની સારપ્રાર્થના વાંચે, અને લોકો ઘુંટણ ટેકવી રહે.

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઇચ્છા પૂરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને પરિક્ષણમાં ન લાવ; પણ ભુંડાથી અમારો છુટકો કર. આમેન.

સારપ્રાર્થના :

સર્વશકિતમાન દેવ, તારી આગળ બધાનાં મન ઉઘાડાં છે, અને તું બધી ભાવનાઓ જાણે છે, અને તારાથી કોઈ ભેદ છૂપી શકતો નથી; તારા પવિત્ર આત્માની પ્રેરણા વડે અમારા મનના વિચારોને શુદ્ધ કર, કે અમે તારા પર પૂરી પ્રીતિ રાખીએ, અને યોગ્ય રીતે તારા પવિત્ર નામની વડાઈ કરીએ; ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

¶ ત્યાર પછી પ્રીસ્ટ, લોકો તરફ ફરીને દશે આજ્ઞાઓ સ્પષ્ટ રીતે સંભળાવે; અને લોકો ઘુંટણ પર રહીને, ગતકાળમાં જે જે આજ્ઞાભંગ તેઓથી થયો તેને માટે દેવની દયા માગવા, અને હવે પછી એમને પાળવાની કૃપા પામવા સારૂ, દરેક આજ્ઞા પાછળ, તેની હેઠળ લખેલી વિનંતિ કરે.

સેવક—દેવે આ વચનો બોલીને કહ્યું કે, તારો દેવ યહોવાહ હું છું; મારી સન્મુખ તારે કોઈ અન્ય દેવો ન હોય.

મંડળી—હે પ્રભુ, અમ પર દયા કર, અને આ આજ્ઞા પાળવાનું મન અમને આપ.



સેવક—તું પોતાને સારૂ કોઈ કોરેલી મૂર્ત્તિ ન કર, ઉપર આકાશમાંની કે નીચે ભૂમિમાંની કે ભૂમિની તળેનાં પાણીમાંની કોઈ પણ ચીજની પ્રતિમા ન કર; તું તેઓની આગળ ન નમ; ને તેઓની સેવા ન કર; કેમકે હું તારો દેવ યહોવાહ આસ્થાવાન દેવ છું. જેઓ મારો દ્વેષ કરે છે, તેઓની ત્રીજી ચોથી પેઢી સુધી, બાપોના અન્યાયની શિક્ષા છોકરાં પર લાવનાર, ને મારા પર જે પ્રીતિ કરે છે, અને મારી આજ્ઞાઓ પાળે છે, તેઓની હજારો પેઢી પર દયા દર્શાવનાર છું.

મંડળી—હે પ્રભુ, અમ પર દયા કર, અને આ આજ્ઞા પાળવાનું મન અમને આપ.

સેવક—તારા દેવ યહોવાહનું નામ તું વૃથા ન લે, કેમકે જે તેનું નામ વૃથા લે છે તેને યહોવાહ નિર્દોષ નહિ ગણશે.

મંડળી—હે પ્રભુ, અમ પર દયા કર, અને આ આજ્ઞા પાળવાનું મન અમને આપ.

સેવક—સાબ્બાથ દિનને પવિત્ર પાળવાને તું તેનું સ્મરણ રાખ. છ દિવસ તું ઉદ્યોગ કર, ને તારૂં સઘળું કામ કર, પણ સાતમો દિવસ તારા દેવ યહોવાહનો સાબ્બાથ છે; તેમાં તું કાંઈ કામ ન કર, તું કે તારો દીકરો, કે તારી દીકરી, કે તારો દાસ, કે તારી દાસી, કે તારાં ઢોર, કે તારા દરવાજાની અંદરનો પરદેશી, કેમકે છ દિવસમાં યહોવાહે આકાશ તથા પૃથ્વી, સમુદ્ર તથા તેઓમાંનાં સર્વને ઉત્પન્ન કીધાં, અને સાતમે દિવસે તે સ્વસ્થ રહ્યો; એ માટે યહોવાહે સાબ્બાથ દિનને આશીર્વાદ દઇને તેને પવિત્ર ઠરાવ્યો.

મંડળી—હે પ્રભુ, અમ પર દયા કર, અને આ આજ્ઞા પાળવાનું મન અમને આપ.

સેવક—તારા બાપનું તથા તારી માનું તું સન્માન રાખ, કે તારો દેવ યહોવાહ જે દેશ તને

આપે છે, તેમાં તારૂં આયુષ્ય દીર્ઘ થાય.

મંડળી—હે પ્રભુ, અમ પર દયા કર, અને આ આજ્ઞા પાળવાનું મન અમને આપ.

સેવક—તું ખુન ન કર.

મંડળી—હે પ્રભુ, અમ પર દયા કર, અને આ આજ્ઞા પાળવાનું મન અમને આપ.

સેવક—તું વ્યભિચાર ન કર.

મંડળી—હે પ્રભુ, અમ પર દયા કર, અને આ આજ્ઞા પાળવાનું મન અમને આપ.

સેવક—તું ચોરી ન કર.

મંડળી—હે પ્રભુ, અમ પર દયા કર, અને આ આજ્ઞા પાળવાનું મન અમને આપ.

સેવક—તું તારા પડોસી વિરૂદ્ધ જુઠી સાક્ષી ન પૂર.

મંડળી—હે પ્રભુ, અમ પર દયા કર, અને આ આજ્ઞા પાળવાનું મન અમને આપ.

સેવક—તું તારા પડોસીના ઘર પર લોભ ન રાખ, તારા પડોસીની સ્ત્રી, કે તેનો દાસ, કે તેની દાસી, કે તેનો બળદ, કે તેનું ગધેડું, કે તારા પડોસીનું જે કંઈ હોય, તે પર તું લોભ ન રાખ.

મંડળી—હે પ્રભુ, અમે તને વિનવીએ છીએ કે, અમ પર દયા કર, અને આ તારી સઘળી આજ્ઞાઓ અમારાં મન પર લખી દે.

¶ **પ્રભુભોજન પદ્ધતિમાં જો દશ આજ્ઞાઓનું વાચન મહિનામાં એકવાર અચૂક થતું હોય તો મહિનાના બાકીના પવિત્ર દિવસોએ એ વાચન પડતું કરીને તેની જગ્યાએ આપણા પ્રભુનો કહેલો આજ્ઞાઓનો સારાંશ નીચે પ્રમાણે બોલવામાં આવે.**

પ્રી. આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તે કહ્યું કે, હે ઈસ્રાએલ, સાંભળ, પ્રભુ આપણો દેવ, તે પ્રભુ એકજ છે; ને તારા પુરા હૃદયથી, ને તારા પુરા જીવથી, ને તારી પુરી બુદ્ધિથી, ને તારા પુરા સામર્થ્યથી પ્રભુ તારા દેવ પર તું પ્રીતિ કર. પહેલી ને મોટી આજ્ઞા એ છે, અને બીજી એના જેવી છે કે, જેવી પોતા પર તેવી પોતાના પડોસી પર તું પ્રીતિ કર. આ બે આજ્ઞા આખા નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓનો પાયો છે.

ઉ. હે પ્રભુ, અમ પર દયા કર, અને આ આજ્ઞા પાળવાને અમારાં હૃદયોને તું વાળ.

¶ **રવિવાર ઉપર દશ આજ્ઞા કાંતો તેનો સારાંશ બોલાય; બીજે વખતે એને બદલે આ ન્હાની લિટાની ગવાય કે બોલાય.**

પ્રભુ, દયા કર.
ખ્રિસ્ત, દયા કર.
પ્રભુ, દયા કર.

¶ **ત્યાર પછી પ્રીસ્ટ આગળ માફક ઉભો રહીને, મહારાજાને માટે નીચેની બે સારપ્રાર્થનાઓમાંની એક વાંચે :**

## પ્રાર્થના કરીએ.

હે સર્વશકિતમાન ઈશ્વર, તારૂં રાજ્ય સનાતન અને તારી શક્તિ અપાર છે; આખી કલીસીયા પર દયા કર; અને તારા નિવડેલા સેવક, અમારા મહારાજા ને અધિકારી જ્યોર્જ કૈસરે હિંદના મનમાં એવી પ્રેરણા કર, કે તે પોતાને તારો સેવક જાણીને, બધી વાતો કરતાં તારા માન અને મહિમાને વધારે શોધે; અને અમે તથા તેની બધી પ્રજા, તેને એ અધિકાર તારાથી અપાયો છે, એમ સમજીને, તારા ધન્યવાન વચન અને નિયમ પ્રમાણે, વિશ્વાસુપણે તેની સેવા કરીએ, તેને માન આપીએ, અને નમ્રતાથી તેને આધીન રહીએ; ઈસુ ખ્રિસ્ત, અમારો પ્રભુ, જે તારી અને પવિત્ર આત્માની સાથે, સદા એક દેવ, યુગોયુગ જીવે છે તથા રાજ કરે છે તેના નામમાં. આમેન.

અથવા

હે સર્વશકિતમાન તથા સનાતન ઈશ્વર, તારૂં પવિત્ર વચન અમને શીખવે છે કે, રાજાઓનાં મન તારી સત્તા તથા અધિકાર તળે છે, અને તારા ઈશ્વરી જ્ઞાન પ્રમાણે, જેમ તને સારૂં લાગે છે તેમ તું તેમનાં મનનું વલણ કરે છે; અમે નમ્રતાથી તને વિનંતિ કરીએ છીએ કે, તારા સેવક, અમારા મહારાજા ને અધિકારી, જ્યોર્જ કૈસરે હિંદના મનનું વલણ એવું કર કે, તે પોતાના દરેક વિચાર, વાત તથા કામમાં, સદા તારા માન અને મહિમાને શોધે, અને તારી જે પ્રજા તેના હાથમાં સોંપાએલી છે, તેની

કુશળતા, શાંતિ તથા ભક્તિને જાળવી રાખવા સારૂ યત્ન કરે; હે દયાળુ પિતા, તારા પ્રિય પુત્ર ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે તું એમ કર. આમેન.

¶ પછી તે દિવસની સારપ્રાર્થના વાંચવી, અને તે પછી પ્રીસ્ટ લાગલોજ પત્ર વાંચે, એમ બોલીને કે, "પત્ર (અથવા તેની બદલીમાં શાસ્ત્રનો કોઈ ઠરાવેલો ભાગ)... પુસ્તકનો...અધ્યાય... કલમથી શરૂ થાય છે;" અને પત્ર પૂરૂં થયા પછી તે એમ બોલે કે, "અહીં પત્ર પૂરૂં થયું." પછી મંડળી ઉભી થાય, અને પ્રીસ્ટ સુવાર્ત્તામાંથી એમ બોલીને વાંચે કે, "પવિત્ર સુવાર્ત્તા...ની લખેલી સુવાર્ત્તાનો...અધ્યાય... કલમથી શરૂ થાય છે." સુવાર્ત્તા વંચાઈ રહ્યા પછી નીચેનું વિશ્વાસનામું ગવાય કે બોલાય, ત્યારે પણ મંડળીએ ઉભાજ રહેવું.

એક દેવ, જે સર્વસમર્થ પિતા, આકાશ તથા પૃથ્વી, અને સર્વ દૃષ્ય તથા અદૃષ્ય વાનાંનો કર્તા, તે પર હું વિશ્વાસ કરૂં છું.

અને એક પ્રભુ જે ઈસુ ખ્રિસ્ત, દેવનો એકાકીજનિત પુત્ર, તે પર હું વિશ્વાસ કરૂં છું. તે સર્વ યુગો પહેલાં તેના પિતાથી જન્મેલો, એટલે દેવથી દેવ, જોતથી જોત, ખરા દેવથી ખરો દેવ, જનિત ખરો પણ ઉત્પન્ન કરેલો નહિ, પિતાની સાથે એકજ તત્વનો, જેનાથી સર્વ વસ્તુઓ ઉત્પન્ન થઈ; તે અમ માણસોને લીધે, ને અમારા તારણને માટે આકાશથી ઉતરી આવ્યો; અને પવિત્ર આત્માના પરાક્રમે કુંવારી મર્યમથી દેહધારી થયો, અને અમારે લીધે પંતિઅસ પીલાતના અધિકાર તળે ક્રુસ પર જડાયો. તેણે દુઃખ ભોગવ્યું ને દટાયો, અને શાસ્ત્ર પ્રમાણે તે ત્રીજે દિવસે પાછો ઉઠયો, અને આકાશમાં ચઢી ગયો, ને પિતાને જમણે હાથે બેઠો છે. અને જીવતાં તથા મુએલાંનો ન્યાય કરવા સારૂ મહિમા સહિત ફરી આવવાનો છે; તેના રાજ્યનો અંત થવાનો નથી.

અને પવિત્ર આત્મા પર હું વિશ્વાસ કરૂં છું; તે પ્રભુ તથા જીવનદાતા છે, ને પિતા તથા પુત્રમાંથી નીકળે છે, અને પિતા તથા પુત્રની સાથે તેનું ભજન તથા મહિમા થાય છે; તે પ્રવક્તાઓ વડે બોલ્યો. અને હું એકજ કાથોલીક તથા પ્રેરિતીય કલીસીયા પર વિશ્વાસ કરૂં છું. પાપોની ક્ષમાને કાજે એકજ બાપ્તિસ્માને હું માનું છું, અને મરેલાંના પુનરૂત્થાન તથા આવનાર જગતના જીવનની વાટ હું જોઉં છું. આમેન.



¶ પછી ચાલુ અઠવાડીયામાં જે જે પર્વો કે ઉપવાસના દિવસો પાળવાના હોય તે વિષે પાળક લોકોને ખબર આપે, અને તેમાં કોઈ પ્રસંગે પ્રભુભોજન પાળવાનું હોય તો તેની સૂચના પણ કરવી; વળી લગ્નનો પોકાર, આજ્ઞાપત્રો, આવાહનપત્રો, તેમજ મંડળી બહાર કર્યાનું નિવેદનપત્ર આ વેળાએ વાંચી સંભળાવવામાં આવે. ઈશ્વરસેવા વખતે પાળક વગર કોઈ દેવળમાં કશું પ્રગટ ન કરે; અને તે પણ આ પુસ્તકમાં જણાવેલા નિયમ પ્રમાણે, અથવા મહારાજા કે સ્થાનિક અધિકારીની આજ્ઞાથી ઠરાવવામાં આવ્યું હોય તોજ તે જાહેર કરી શકાય.

¶ પછી ઉપદેશ કરવામાં આવે, અથવા 'હોમીલી' (ઉપદેશ સંગ્રહનું પુસ્તક) જે અધિકારીની આજ્ઞાથી છપાઇને પ્રસિદ્ધ થયેલું હોય કે હવે પછી થાય, તેમાંથી એક ઉપદેશ વંચાય.

¶ પછી પ્રીસ્ટ પ્રભુની મેજ પાસે પાછો જઇને, નીચેના વાકયોમાંથી તેને યોગ્ય લાગે એવાં એક અથવા વધારે વાંચીને ઉઘરાણાનો આરંભ કરે.

તમે તમારૂં અજવાળું લોકની આગળ એવું પ્રકાશવા દો કે, તેઓ તમારી રૂડી કરણીઓ જુએ, ને આકાશમાંના તમારા બાપની સ્તુતિ કરે. ૫. માત્થી ૫.૧૬.

પૃથ્વી પર પોતાને સારૂ દ્રવ્ય એકઠું ન કરો, જ્યાં કીડા તથા કાટ નાશ કરે છે, ને જ્યાં ચોરો ખાતર પાડીને ચોરે છે. પણ તમે પોતાને સારૂ આકાશમાં દ્રવ્ય એકઠું કરો, જ્યાં કીડા અથવા કાટ નાશ નથી કરતા, ને જ્યાં ચોરો ખાતર પાડીને ચોરતા નથી. ૫. માત્થી ૬.૧૯,૨૦.

જે જે તમે ચાહો છો કે બીજાં માણસ તમને કરે, તે તે તમે પણ તેઓને કરો; કેમકે

નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓની વાતોનો સાર એજ છે. ૫. માત્થી ૭.૧૨.

જે મને પ્રભુ, પ્રભુ, કહે છે, તે સર્વ આકાશના રાજ્યમાં પેસશે એવું નહિ, પણ જે મારા આકાશમાંના બાપની ઈચ્છા પ્રમાણે કરે છે તે પેસશે. ૫. માત્થી ૭.૨૧.

દેવ અન્યાયી નથી, કે તે તમારાં કામ તથા પ્રીતિને વિસરે; એટલે જે પ્રીતિ તેના નામ પ્રત્યે તમે દેખાડી છે તે; કેમકે તમે પવિત્રોની સેવા કીધી છે, ને હજુ કરો છો. હેબ્રી ૬.૧૦.

ઉપકાર કરવાનું તથા દાન વહેંચી આપવાનું તમે ભૂલો મા, કેમકે એવાં અર્પણથી દેવ બહુ સંતુષ્ટ થાય છે. હેબ્રી ૧૩.૧૬.

જેની પાસે આ જગતનું દ્રવ્ય હોય, ને પોતાના ભાઈને ગરજ છે એવું જોઈને તે પર પોતાની દયા બંધ કરે, તો તેનામાં દેવની પ્રીતિ શી તરેહ રહે છે? ૧ યોહાન ૩.૧૭.

જે દરિદ્રીની ચિંતા કરે છે તેને ધન્ય છે; ભુંડાઈના દિવસમાં યહોવાહ તેને છોડાવશે. ગીત ૪૧.૧.

દેવને સ્તુત્યાર્પણ ચઢાવ, ને પરાત્પર પ્રત્યે તારી માનતાઓ ઉતાર. ગીત. ૫૦.૧૪.

હું તેના મંડપમાં હર્ષનાદનાં અર્પણ ચઢાવીશ; હું ગાઈશ, હા, હું યહોવાહનાં સ્તોત્ર ગાઈશ. ગીત. ૨૭.૬.

સાલેમનો રાજા મેલ્ખીસેદેક રોટલી તથા દ્રાક્ષારસ લાવ્યો; અને તે પરાત્પર દેવનો યાજક હતો. ઉત્પ. ૧૪.૧૮.

¶ આ વાકયો વંચાતી વેળાએ, ડીકનો અથવા દેવળના કારભારીઓ, કાં તો એ કામ પર નિમેલો બીજો કોઈ લાયક માણસ ગરીબો માટે ઉઘરાણું અને મંડળીનાં બીજાં અર્પણ, એ કામને માટેજ રાખેલા એવા કોઈ શોભિતા વાસણમાં એકઠાં કરી પ્રીસ્ટ પાસે માન સાથે લાવે, અને પ્રીસ્ટ તેને નમ્રતાથી સમર્પણ કરીને પવિત્ર મેજ પર મૂકે.

¶ અને જો સંગત થવાની હોય, તો પ્રીસ્ટને લાગે કે આટલી રોટલી અને દ્રાક્ષારસ પુરાં પડશે તેટલું તે હમણાં મેજ પર મૂકે.

એ કર્યા પછી પ્રીસ્ટ બોલે—

આ પૃથ્વી પર યુદ્ધમાં લાગેલી ખ્રિસ્તની સર્વ જગ્યાની મંડળીને માટે આપણે પ્રાર્થના કરીએ.

સર્વશક્તિમાન તથા સદાજીવતા દેવ, બધાં માણસોને માટે પ્રાર્થના, વિનંતિ અને ઉપકારસ્તુતિ કરવાનું તેં તારા પવિત્ર પ્રેરિત વડે અમને શીખવ્યું છે; અમે તને નમ્રતાથી વિનવીએ છીએ કે, [*અમારાં દાન તથા અર્પણો અને] અમારી આ પ્રાર્થના, જે અમે તુજ પ્રતાપી દેવ આગળ કરીએ છીએ, તે તું તારી પરમ દયાથી માન્ય કર; અને અમે માગીએ છીએ કે, સાર્વત્રિક કલીસીયાને સત્ય, ઐકયતા ને સુમેળમાં સર્વદા જારી રાખ; અને એવું કર કે, તારૂં પવિત્ર નામ કબુલ કરનારા બધા, તારા પવિત્ર વચનની સત્યતા વિષે એકમતના થઈને ઐકયતા તથા ધાર્મિક પ્રેમમાં ચાલનારા થાય; અને અમે તને વિનંતિ કરીએ છીએ કે, બધા ખ્રિસ્તી રાજાઓનું, અધિપતિઓનું ને અધિકારીઓનું, અને વિશેષે કરીને તારા સેવક, અમારા મહારાજા જ્યોર્જ કૈસરે હિંદનું તારણ તથા રક્ષણ કર; કે અમે તેના હાથ તળે. ધાર્મિકતામાં અને સ્વસ્થતામાં ચલાવાઈએ; અને તેની આખી મંત્રીસભા તથા જેટલા તેના હાથ તળે અધિકાર ચલાવે છે તેમને એવી બુદ્ધિ આપ કે, તેઓ સત્યતાથી અને પક્ષપાત વિના એવો ન્યાય કરે કે, જેથી દુષ્ટતા અને દુરાચરણને શિક્ષા મળે, અને તારા સત્યધર્મ અને સદાચરણનું રક્ષણ થાય. હે આકાશી પિતા, બધા બીશપોને તથા પાળકોને કૃપા આપ, કે તેઓ તારા સત્ય તથા જીવતા વચનને પોતાની વર્ત્તણુક તથા ઉપદેશ વડે પ્રગટ કરે, અને તારા પવિત્ર સાક્રમેંટોને વ્યાજબી ને યોગ્ય રીતે પળાવે અને તારા બધા લોકોને અને વિશેષે કરીને જે

* જો દાન કે અર્પણો ન હોય તો (અમારાં દાન અને અર્પણો) માન્ય કરવા વિષેના શબ્દો છોડી દેવા.

મંડળી હીયાં હાજર છે તેને તારો આકાશી અનુગ્રહ આપ, કે તેઓ નમ્ર અંતઃકરણ અને યોગ્ય આદરભાવથી તારૂં પવિત્ર વચન સાંભળે અને ગ્રહણ કરે, અને જીવનભર પવિત્રતા ને ન્યાયીપણામાં તારી સેવા ખરાપણાથી કરે. અને હે પ્રભુ, અમે ઘણી નમ્રતાથી તને વિનવીએ છીએ કે જેટલાં આ ક્ષણભંગુર જીવનમાં ક્લેશ, શોક, અડચણ, રોગ અથવા બીજી કોઈ વિપત્તિમાં પડેલાં હોય, તેઓ બધાંને દયા કરીને દિલાસો દે તથા સહાય કર. અને તારા બધા સેવકો, જેઓ તારા પરના વિશ્વાસ તથા ભયમાં આ જગત છોડી ગયા છે, તેમને લીધે અમે તારા પવિત્ર નામનો ધન્યવાદ કરીએ છીએ; અને તારી પાસે માગીએ છીએ કે, અમને એવી કૃપા આપ કે, અમે તેમના સારા નમૂના લઈને એવી રીતે ચાલીએ કે, તેમની સાથે અમે તારા આકાશી રાજ્યના ભાગિયા થઈએ; હે પિતા, અમારા એકલા મધ્યસ્થ અને પક્ષવાદી, ઈસુ ખ્રિસ્તને લીધે, તું એવું કર. આમેન.

¶ પછી જેઓ પવિત્ર સંગત લેવા આવ્યાં હોય તેમને પ્રીસ્ટ આ પ્રમાણે કહે:

તમે જેઓ અંતકરણથી પોતાનાં પાપોનો ખરો પસ્તાવો કરો છો, અને પોતાના પડોસીઓ સાથે પ્રેમ તથા મેળાપ રાખો છો, અને હવે પછી દેવની આજ્ઞાઓને અનુસરીને નવું જીવન જીવવાનો, તથા તેના પવિત્ર માર્ગો પર ચાલવાનો નિશ્ચય કરો છો, તેઓ વિશ્વાસની સાથે પાસે આવો, અને તમારા દિલાસાને માટે આ પવિત્ર સાક્રમેંટ લો; અને દીન મનથી ઘુંટણ ટેકીને સર્વશક્તિમાન દેવ આગળ નમ્રતાથી પોતાનાં પાપ કબુલ કરો.

¶ પછી જેઓ પવિત્ર સંગત લેવા ઈચ્છતા હોય તેમના તરફથી, સેવકોમાંનો એક આ સામાન્ય કબૂલત વાંચે; અને તે તથા આખી મંડળી નમ્રતાથી ઘુંટણ ટેકીને આમ બોલે:

હે સર્વશકિતમાન દેવ, અમારા પ્રભુ ઈસુ ખ્રિસ્તના



બાપ, બધી વસ્તુના ઉત્પન્ન કરનાર, અને બધાં માણસોના ન્યાયાધીશ; અમે પોતાનાં અનેક પ્રકારનાં પાપ તથા અપરાધ, જે અમે વારંવાર વિચાર, વાત તથા કામો વડે, તુંજ પ્રતાપી દેવ વિરૂદ્ધ, અતિ દુઃખદાયક રીતે કીધાં છે, અને જેમને લીધે તારા યથાર્થ કોપ તથા ક્રોધને પોતા ઉપર ભડકાવ્યો છે, તેમને રડી રડીને માની લઈએ છીએ. તેમને માટે અમે અંતકરણથી પસ્તાઈએ છીએ, અને અમારાં આ દુષ્કર્મોને લીધે મનથી ખેદિત છીએ. તેમના સ્મરણથી અમને દુઃખ થાય છે, તેમનો ભાર અમે સહી શકતાં નથી. હે અત્યંત દયાળુ બાપ, અમ પર દયા કર, અમ પર દયા કર; તારા પુત્ર ઈસુ ખ્રિસ્તને લીધે, અમારાથી જે કાંઈ થયું, તેની ક્ષમા અમને આપ; અને એવું કર કે હવે પછી અમે જીવનના નવીનપણાથી સદા તારી સેવા કરીએ, અને તને પ્રસન્ન રાખીએ, કે જેથી તારા નામને માન અને મહિમા મળે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

¶ પછી પ્રીસ્ટ, (અથવા બીશપ હાજર હોય તો તે) ઉભો થઈ મંડળી તરફ ફરીને આ પાપમોચન વાંચી સંભળાવે.

સર્વશક્તિમાન દેવ, આપણા આકાશી પિતાએ, પોતાની ઘણી દયા વડે, જેઓ અંતઃકરણથી પશ્ચાત્તાપ કરીને અને જીવતા વિશ્વાસ સાથે તેની ગમ વળે છે, તે બધાંનાં પાપોની ક્ષમા કરવાનું વચન દીધું છે; તે તમ પર દયા કરે; તમારાં બધાં પાપોની ક્ષમા કરે, અને તેમનાથી તમને છુટકો આપે; તમને બધાં સારાં કામોમાં સ્થિર અને દૃઢ કરે; અને તમને અનંત જીવન સુધી પહોંચાડે; ઈસુ ખ્રિસ્ત આપણા પ્રભુને નામે. આમેન.

¶ પછી પ્રીસ્ટ કહે:

આપણો તારનાર ખ્રિસ્ત, જેઓ સાચાપણાથી તેની ગમ વળે છે, તેઓને કેવાં દિલાસાનાં વચનો કહે છે, તે સાંભળો.

ઓ વૈતરૂં કરનારાઓ તથા ભારથી લાદેલાઓ, તમે સઘળા

મારી પાસે આવો, ને હું તમને વિસામો આપીશ. ૫. માત્થી ૧૧.૨૮.

હવે જગત પર એટલી પ્રીતિ કીધી કે તેણે પોતાનો એકાકીજનિત દીકરો આપ્યો, એ સારૂ કે જે કોઈ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય, પણ તે અનંત જીવન પામે. ૫. યોહાન ૩.૧૬.

વળી પાઉલ સંત શું કહે છે, તે સાંભળો.

આ વાત વિશ્વાસુ તથા સંપૂર્ણ અંગિકાર કરવા યોગ્ય છે કે, ખ્રિસ્ત ઈસુ પાપીઓને તારવાને જગતમાં આવ્યો. ૧ તિમ. ૧.૧૫.

વળી યોહાન સંત શું કહે છે, તે સાંભળો.

જો કોઈ પાપ કરે તો બાપની પાસે આપણો મધ્યસ્થ છે, એટલે ઈસુ ખ્રિસ્ત, જે ન્યાયી છે તે; અને તે આપણાં પાપ વિષે પ્રાયશ્ચિત છે. ૧ યોહા. ૨.૧.

¶ પછી પ્રીસ્ટ એમ કહે:

તમારાં મન ઉંચે લગાડો.

ઉત્તર—અમે તેમને પ્રભુ પાસે ઉંચે લગાડીએ છીએ.

પ્રીસ્ટ—આપણે આપણા પ્રભુ દેવનો ઉપકાર માનીએ.

ઉત્તર—એમ કરવું યોગ્ય તથા ઘટાર્થ છે.

¶ પછી પ્રીસ્ટ પ્રભુની મેજની ગમ વળીને કહે:

એ અતિ યોગ્ય, ઘટાર્થ, અને અમારો ધર્મ છે કે, અમે હર વખતે અને સર્વ જગ્યામાં તારો ઉપકાર માનીએ, ઓ (*પવિત્ર પિતા), પ્રભુ, સર્વશક્તિમાન સનાતન દેવ.

*પવિત્ર પિતા, આ શબ્દો ત્રયના રવિવારે મૂકી દેવા જોઇએ.

¶ અહીં સમય પ્રમાણે ઠરાવેલી વિશેષ પ્રસ્તાવના હોય તો તે વાંચવી, નહિ તો તરતજ નીચે પ્રમાણે બોલવું.

એ માટે દૂતો તથા મુખ્ય દૂતો, અને આકાશના સર્વ સમુદાય સાથે, અમે તારા મહિમાવાન નામની સ્તુતિ અને વડાઈ કરતાં, નિરંતર એ કહીને તને વખાણીએ છીએ કે, પવિત્ર, પવિત્ર, પવિત્ર, સૈન્યોના પ્રભુ દેવ, આકાશ તથા પૃથ્વી તારા મહિમાથી ભરપૂર છે; હે પરાત્પર



પ્રભુ, તારોજ મહિમા થાઓ. આમેન.

¶ પછી પ્રીસ્ટ પ્રભુની મેજ પાસે ઘુંટણે પડીને, બધાં પ્રભુભોજન લેનારાંઓના નામમાં આ પ્રાર્થના વાંચે:

હે દયાળુ પ્રભુ, અમે પોતાના ન્યાયીપણા પર નહિ, પરંતુ તારી અનેક અને મોટી દયા પર ભરોસો રાખીને, તારી મેજ પાસે આવવાની હિમ્મત ધરીએ છીએ. અમે તો તારી મેજ તળે જે કકડા પડે તે પણ વીણવાને યોગ્ય નથી. પણ તું તે પ્રભુ છે, જેનો સ્વભાવ સદા દયા કરવાનો છે; તે માટે હે કૃપાળુ પ્રભુ, એવું કર કે, તારા પ્રિય પુત્ર ઈસુ ખ્રિસ્તના માંસને અમે એવી રીતે ખાઇએ, અને તેના લોહીને એવી રીતે પીએ, કે અમારાં પાપિષ્ટ શરીર તેના શરીરથી શુદ્ધ કરાય, અને અમારા આત્મા તેના અમુલ્ય લોહી વડે ધોવાય, અને અમે તેનામાં, અને તે અમોમાં સર્વકાળ વસે. આમેન.

¶ જ્યારે પ્રીસ્ટ મેજ આગળ ઉભો રહીને, રોટલી તથા દ્રાક્ષારસ એવી રીતે ગોઠવે કે, જેથી તે લોકની આગળ સહેલાઇથી ને માન સાથે રોટલી ભાંગી શકે, ને વાટકો પોતાના હાથમાં લઈ શકે, ત્યારે પવિત્ર કરવાની પ્રાર્થના નીચે પ્રમાણે વાંચે:

હે સર્વશક્તિમાન ઇશ્વર, અમારા આકાશવાસી પિતા, તેં તારી ઘણી દયાથી અમારી ખંડણીને સારૂ, ક્રુસ પર મરણ પામવાને, તારો એકનો એક દીકરો ઈસુ ખ્રિસ્ત આપ્યો; તેણે ત્યાં (પોતાનું અર્પણ એકજ વાર કરવાથી), આખા જગતનાં પાપોને કાજે, એક પુરૂં, સંપૂર્ણ, અને યથોચિત યજ્ઞ, અર્પણ તથા પ્રાયશ્ચિત કીધું; અને તેના એ અમુલ્ય મોતનું જાથુ સ્મરણ રહેવા સારૂ તેણે એક વિધિ ઠરાવીને, તે પાછો આવે ત્યાં લગી તેને ચાલુ રાખવાની તેની પવિત્ર સુવાર્તામાં અમને આજ્ઞા કરી; હે દયાળુ પિતા, અમે પૂરી નમ્રતાથી તને વિનવીએ છીએ કે, અમારૂં સાંભળ અને એવું કર કે, તારા પુત્ર અમારા ત્રાતા ઈસુ ખ્રિસ્તના ઠરાવેલા પવિત્ર વિધિ પ્રમાણે,

તેના મોત અને દુ:ખસહનના સ્મરણમાં, તારી ઉત્પન્ન કરેલી વસ્તુઓ, આ રોટલી તથા દ્રાક્ષારસ, લઈને અમે તેના પરમ ધન્ય દેહ અને લોહીના ભાગિયા થઈએ. જે રાતમાં તે પરસ્વાધીન કરાયો, તેમાં તેણે [1] રોટલી લીધી, ને સ્તુતિ કરીને [2] ભાંગી, ને પોતાના શિષ્યોને આપીને કહ્યું કે, લો, ખાઓ, [3] આ મારૂં શરીર છે, જે તમારે સારૂ આપવામાં આવે છે. મારી યાદગારીમાં એ કરો. તેમજ ભોજન કર્યા પછી તેણે [4] વાટકો લઈને તથા સ્તુતિ કરીને તેઓને આપતાં કહ્યું કે, તમે સહુ એમાંનું પીઓ; [5] કેમકે એ નવા કરારનું મારૂં લોહી છે, જે પાપોની માફીને અર્થે તમારે અને ઘણાઓને સારૂ વહેવડાવવામાં આવે છે; તમે જેટલી વાર એ પીઓ છો, તેટલી વાર મારી યાદગારીને સારૂ એ કરો. આમેન.

[1] અહીં પ્રીસ્ટ થાળી પોતાના હાથમાં લે.

[2] અહીં રોટલી તોડે.

[3] અહીં બધી રોટલીપર હાથ મૂકે.

[4] અહીં પ્યાલો હાથમાં લે.

[5] અહીં પ્યાલો કે કોઈ બીજું પાત્ર જેમાં પાવન થવા સારૂ દ્રાક્ષારસ રાખેલો હોય તે પર હાથ મૂકે.

¶ ત્યારપછી સેવક સંગતની બન્ને વસ્તુઓમાંથી પહેલાં પોતે લે; અને પછી કોઈ બીશપ, પ્રીસ્ટ, અથવા ડીકન ત્યાં હોય, તો તેમને પણ તેજ પ્રમાણે આપે, અને ત્યારપછી લોકોને પણ અનુક્રમવાર તેમના હાથોમાં આપે, અને લેતી વેળા બધાં નમ્રતાપૂર્વક ઘુંટણ ટેકી રહે. અને જ્યારે તે કોઇને રોટલી આપે ત્યારે એમ કહે,

આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનું શરીર, જે તારે માટે દેવામાં આવ્યું, તે તારા શરીરનું તથા આત્માનું અનંત જીવનને માટે રક્ષણ કરો. ખ્રિસ્ત તારે માટે મુઓ, તેના સ્મરણમાં આ લે તથા ખા, અને ઉપકારસ્તુતિ કરીને વિશ્વાસથી તારા મનમાં તેને ખાયા કર.

¶ પછી સેવક કોઈને વાટકો આપે ત્યારે એમ કહે:

આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તનું લોહી, જે તારે માટે વહેવડાવવામાં આવ્યું, તે તારા શરીરનું તથા આત્માનું અનંત જીવનને માટે રક્ષણ કરો. ખ્રિસ્તનું લોહી તારે માટે વહેવડાવવામાં આવ્યું તેના સ્મરણમાં આ પી, અને ઉપકાર માન.

¶ જો પાવન કરેલી રોટલી કે દ્રાક્ષારસ, બધાં સંગત લઈ રહ્યા પહેલાં ખપી જાય, તો પ્રીસ્ટ ઉપર લખેલી રીત પ્રમાણે બીજાં પાવન કરે; એટલે, રોટલીને આશીર્વાદ આપવા માટે આ શબ્દોથી આરંભ કરે: (આપણો તારનાર ખ્રિસ્ત, જે રાતમાં ઈત્યાદિ.) અને વાટકાને આશીર્વાદ આપવા માટે પણ કહે: (તેમજ ભોજન કર્યા પછી, ઈત્યાદિ.)

¶ જ્યારે બધાં સંગત લઈ રહે, ત્યારે સેવક ફરી પ્રભુની મેજ આગળ જાય, અને પાવન કરેલી વસ્તુઓમાંથી જે કાંઈ વધ્યું હોય તે આદરે સહિત મેજ પર મૂકીને, તેને એક સાફ શણના કપડાથી ઢાંકે.

¶ ત્યાર પછી પ્રીસ્ટ પ્રભુની પ્રાર્થના બોલે; અને લોકો તેની પાછળ પ્રત્યેક વાકયનું ઉચ્ચારણ કરે:

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ, તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઈચ્છા પૂરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને પરિક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર; કેમકે રાજ્ય તથા પરાક્રમ તથા મહિમા સર્વકાળ સુધી તારાં છે. આમેન.

¶ આ પછી નીચેની પ્રાર્થના વંચાય:

હે પ્રભુ અને આકાશી પિતા, અમે તારા નમ્ર સેવકો મનથી તને વિનંતિ કરીએ છીએ કે, તું તારી પિતા સમાન મહેરબાનીથી અમારી સ્તુતિ અને ઉપકારનું આ અર્પણ દયા કરીને માન્ય કર; અને અમે પૂરી નમ્રતાથી તને વિનવીએ છીએ કે, તારા પુત્ર ઈસુ ખ્રિસ્તના પુણ્ય અને મોતને લીધે, અને તેના લોહી પરના વિશ્વાસને લીધે, અમે તારી આખી કલીસીયા સહિત, અમારાં પાપની ક્ષમા,

ને તેના દુ:ખસહનના બીજા બધા લાભો મેળવી લઈએ. અને હે પ્રભુ, અહીં અમે પોતાને તારી આગળ, બુદ્ધિયુક્ત, પવિત્ર, તથા જીવતું અર્પણ થવા સારૂ, દેહ અને આત્મા સાથે ચઢાવી દઈએ છીએ; અને તને નમ્રતાથી વિનંતિ કરીએ છીએ કે અમે, જેઓએ આ પવિત્ર સંગતમાં ભાગ લીધો છે, તેઓ તારી કૃપા ને આકાશી આશીર્વાદથી ભરાઈ જઈએ. અને જો કે અમે અમારાં અનેક પ્રકારનાં પાપોને લીધે, તારી આગળ કોઈ અર્પણ ચઢાવવાને યોગ્ય નથી, તો પણ અમે તને વિનવીએ છીએ કે, તું અમારી નાલાયકી તરફ ન જો, પણ અમારાં પાપોની ક્ષમા કરીને, આ સેવા, જે કરવાનો અમારો ધર્મ છે, તે ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે માન્ય કર, કે જેના વડે અને જેની સાથે, પવિત્ર આત્માની ઐક્યતામાં, બધું માન તથા મહિમા, હે સર્વશક્તિમાન પિતા, યુગોયુગ તનેજ હોજો. આમેન.

અથવા આ:

હે સર્વશક્તિમાન અને સદા જીવતા ઈશ્વર, અમે પૂરા અંતઃકરણથી તારો આભાર એ માટે માનીએ છીએ કે, અમે જેઓએ આ પવિત્ર ભેદોમાં યોગ્ય રીતે ભાગ લીધો છે, તેમને તું દયા કરીને તારા પુત્ર અમારા તારનાર ઈસુ ખ્રિસ્તના અતિ મુલ્યવાન શરીર અને લોહીનું આત્મિક ભોજન જમાડે છે; અને એથી તું અમને ખાત્રી આપે છે કે, તારી પ્રસન્નતા તથા દયા અમારા પર છે, અને તારા પુત્રનું આત્મિક શરીર જે બધા વિશ્વાસી લોકોની ધન્યવાન મંડળી છે, તેમાં અમે ખરેખરા અવયવો છીયે; તેમજ તારા પ્રિય પુત્રના અતિ મુલ્યવાન મોત અને દુ:ખસહનના પુણ્યના પ્રતાપે, આશાએ કરીને, તારા સર્વકાળના રાજના વારસો પણ છીએ. અને હે આકાશી પિતા, અમે ઘણી નમ્રતા સાથે તને વિનંતિ કરીએ છીએ કે, તારી કૃપા વડે અમારી એવી સહાય કર કે, અમે એ પવિત્ર સંગતમાં લાગુ રહીએ; અને જે બધાં સારાં કામો અમારે કરવાને સિદ્ધ



કીધેલાં છે તેમને કર્યા કરીએ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે, જેને તારી તથા પવિત્ર આત્માની સાથે, બધું માન અને મહિમા યુગોયુગ હોજો. આમેન.

¶ પછી આ વંચાય અથવા ગવાય.

પરમ ઉંચામાં દેવને મહિમા, પૃથ્વી પર શાંતિ, અને માણસો પ્રતિ પ્રસન્નતા થાઓ. અમે તને વખાણીએ છીએ, અમે તને ધન્યવાદ આપીએ છીએ, અમે તારૂં ભજન કરીએ છીએ, અમે તારો મહિમા કરીએ છીએ, તારા મહાન ગૌરવને માટે અમે તારો ઉપકાર માનીએ છીએ, હે પ્રભુ દેવ, આકાશના રાજા, સર્વશક્તિમાન દેવ પિતા.

હે પ્રભુ, એકાકીજનિત પુત્ર ઈસુ ખ્રિસ્ત; ઓ પ્રભુ દેવ, દેવના હલવાન, પિતાના પુત્ર, તું જે જગતનું પાપ હરણ કરે છે, તે અમ પર દયા કર; તું જે જગતનું પાપ હરણ કરે છે, તે અમ પર દયા કર. તું જે જગતનું પાપ હરણ કરે છે, તે અમારી પ્રાર્થના માન્ય કર. તું જે દેવ પિતાને જમણે હાથે બેઠો છે, તે અમ પર દયા કર.

કેમકે તુંજ એકલો પવિત્ર છે; તુંજ એકલો પ્રભુ છે; તુંજ એકલો, હે ખ્રિસ્ત, પવિત્ર આત્મા સાથે, દેવ પિતાના મહિમામાં પરમ ઉંચામાં છે. આમેન.

¶ પછી પ્રીસ્ટ (કાંતો બીશપ હોય તો તે) આ આશીર્વાદ બોલીને મંડળીને વિદાય કરે.

દેવની શાંતિ, જે સર્વ સમજણ કરતાં અધિક છે, તે તમારાં હૃદયોને તથા મનોને, દેવ અને તેના પુત્ર ઈસુ ખ્રિસ્ત આપણા પ્રભુના જ્ઞાન અને પ્રેમમાં સંભાળો; અને સર્વશક્તિમાન દેવ, પિતા, પુત્ર, તથા પવિત્ર આત્માનો આશીર્વાદ તમારા પર થાઓ, અને સર્વદા તમારી સાથે રહો. આમેન.

**¶ જ્યારે સંગત ન હોય ત્યારે નીચેની સારપ્રાર્થનાઓમાંથી એક અથવા વધારે ઉપરાણું થઈ રહ્યા પછી વાંચવામાં આવે; એની એજ પ્રાર્થનાઓ સેવકને ઠીક લાગે તે પ્રમાણે, પ્રસંગોપાત સવાર કે સાંજની પ્રાર્થના પદ્ધતિ, કે સંગત, કે લિટાનીની**

સારપ્રાર્થનાઓમેં અંતે વાંચી શકાય.

હે પ્રભુ, અમારી આ વિનંતિઓ અને પ્રાર્થનાઓમાં દયા કરીને અમારી એવી સહાય કર, અને તારા સેવકોના માર્ગને અનંત તારણ મેળવવા તરફ એવી રીતે વાળ, કે આ મૃત જીવનના બધા ફેરફાર અને અકસ્માતો મધ્યે, તારી અતિ કૃપાળુ તથા સિદ્ધ સહાયતા થકી તેઓ હંમેશાં સુરક્ષિત રહે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

હે સર્વશકિતમાન પ્રભુ અને સનાતન ઈશ્વર, અને તને વિનવીએ છીએ કે, તું દયા કરીને અમારાં તન તથા મન બન્નેની તારા નિયમના માર્ગમાં અને તારી આજ્ઞાઓનાં કાર્યોમાં દોરવણી કર, તેમને પવિત્ર કર, અને તેઓ પર અધિકાર ચલાવ; કે જેથી અમે તારી મહા સમર્થ રક્ષા વડે, હમણાં અને સદા લગી સુરક્ષિત રહીએ; અમારા પ્રભુ અને તારનાર ઈસુ ખ્રિસ્તને લીધે. આમેન.

હે સર્વસમર્થ ઈશ્વર, તું એવું કર કે, જે વચનો આજ અમે અમારા દૈહિક કાનોથી સાંભળ્યાં છે, તે તારી કૃપા વડે, અમારાં હૃદયોની અંદર એવાં કલમરૂપે મેળવાઈ જાય, કે તેઓ તારા નામના માન અને સ્તુતિને સારૂ, અમારામાં સદાચારનાં ફળ ઉપજાવે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

હે પ્રભુ, તું અમારાં સઘળાં કામોમાં તારી પરમ કૃપાળુ મહેરબાની સહિત અમારી આગળ જા, અને તારી જાથુ મદદ વડે અમને આગળ વધાર; કે જેથી અમે અમારાં બધાં કામો તારામાં શરૂ કરીએ, તારામાં ચાલુ રાખીએ, અને તારામાંજ પૂરાં કરીએ, જેથી તારા પવિત્ર નામનો મહિમા અમારાથી થાય, અને છેવટે તારી દયાથી અમને સદાકાળનું જીવન મળે, ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

હે સર્વશકિતમાન ઈશ્વર, સઘળા જ્ઞાનના ઝરણ, તું અમારા



માગવા પહેલાં અમારા અપને, અને માગતી વેળાએ અમારી અજ્ઞાનતાને જાણે છે; અમે તને વિનંતિ કરીએ છીએ કે, તું અમારી દુર્બળતા પર દયા કર, અને જે વાતોને અમે અમારી અયોગ્યતાને લીધે માગવાની હામ નથી ધરાવતાં, અને પોતાના અંધાપાને લીધે માગી નથી શકતાં, તે તું દયા કરીને તારા પુત્ર ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુની યોગ્યતાને લીધે અમને આપ. આમેન.

હે સર્વશક્તિમાન ઈશ્વર, જેઓ તારા પુત્રના નામમાં માગે તેઓની અરજીઓ સાંભળવાનું તેં વચન દીધું છે; અમે તને વિનવીએ છીએ કે અમે જે પ્રાર્થનાઓ તથા વિનંતિઓ હમણાં તારી આગળ કરી છે તેઓ પર દયાથી તારો કાન ધર; અને એવું કર કે, જે વસ્તુઓ અમે તારી મરજી પ્રમાણે વિશ્વાસુપણાએ માગી છે તે અમારી ગરજ મટાડવા સારૂ, અને તારો મહિમા દેખાવા સારૂ અમને ખરેખાત મળે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

## વિશેષ પ્રસ્તાવનાઓ

### નાતાલને દહાડે અને

એપિફની સુધી.

એ સારૂ કે જાણે આ સમયે અમારે સારૂ જનમવાને તેં પોતાનો એકનોએક પુત્ર ઈસુ ખ્રિસ્ત આપ્યો; તે પવિત્ર આત્મા વડે, તેની માતા કુંવારી મર્યમના તત્ત્વથી, ખરેખરો નિષ્કલંક માણસ થયો, કે અમને બધાં પાપોથી શુદ્ધ કરે. એ માટે દૂતો, ઈત્યાદિ.

### એપિફની વખતે અને ત્યારપછી

સાત દહાડા સુધી.

ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે; જેણે અમારા મૃત દેહના તત્ત્વમાં પોતાનો મહિમા પ્રસિદ્ધ કીધો; એ માટે કે તે સર્વ માણસોને અંધારામાંથી પોતાના આશ્ચર્યવાન અજવાળામાં લાવે. એ માટે દૂતો, ઈત્યાદિ.

### પુનરૂત્થાનની આગળ ગુરૂવારે.

અમારા પ્રભુ ઈસુ ખ્રિસ્તને લીધે; જેણે જગતમાંનાં તેનાં પોતાનાં જેઓ પર તે પ્રેમ રાખતો હતો તેઓ પર અંત લગી પ્રેમ કીધો; અને તેના દુઃખસહનની આગલી રાતે પોતાના શિષ્યો સાથે જમણ પર બેસીને આ પવિત્ર સંસ્કાર સ્થાપ્યો; જેથી આપણે તેના મરણ વડે ઉદ્ધાર પામીને, અને તેના પુનરૂત્થાનથી સજીવન કરાઇને તેના ઈશ્વરી સ્વભાવના ભાગિયા થઇએ. એ માટે દૂતો, ઈત્યાદિ.

### પુનરૂત્થાનના દિવસો અને તે પછી આકાશગમનના દિવસ લગી.

પણ વિશેષે કરીને, તારા પુત્ર, ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના મહિમાવાન પુનરૂત્થાનને લીધે તારી સ્તુતિ કરવી અમને ઉચિત છે; કેમકે પાસ્ખાનું ખરૂં હલવાન, જે અમારે માટે અર્પણ થયું અને જગતના પાપનું હરણ કીધું તે એજ છે; તેણે પોતાના મોતે કરીને મોતનો નાશ કીધો, અને પાછો જીવી ઉઠવાથી અમને અનંતજીવન મેળવી આપ્યું છે. એ માટે દૂતો, ઈત્યાદિ.

### આકાશગમનના દિવસે અને ત્યાર પછી પેન્ટેકોસ્ટના દિવસ લગી.

તારા અતિ પ્રિય પુત્ર, ઈસુ ખ્રિસ્તને લીધે; જેણે પોતાના મહિમાવાન પુનરૂત્થાન પછી પોતાના બધા પ્રેરિતોને પ્રત્યક્ષ દર્શન દીધું, અને અમારે માટે જગ્યા સિદ્ધ કરવાને તેમની દૃષ્ટિ આગળ આકાશમાં ચઢી ગયો; કે જ્યાં તે છે ત્યાં અમે પણ ચઢીને તેની સાથે મહિમામાં રાજ્ય કરીએ. એ માટે દૂતો, ઈત્યાદિ.

### પેન્ટેકોસ્ટને દિવસે અને તે પછી છ દહાડા લગી.

ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે; જે સર્વ આકાશો કરતાં ઘણો ઉંચે ચઢી ગયા પછી મહત્ત્વની જમણી ગમ બેઠો; અને જેમ આ વખતે તેમ સાર્વત્રિક કલીસીયા પર તારો પવિત્ર અને જીવનદાયક આત્મા પુષ્કળતાથી રેડી દીધો; એ માટે કે તેના મહિમાવાન પરાક્રમે કરીને સનાતન સુવાર્તાનો આનંદ



આખા જગતમાં પ્રસરી જાય; જેથી અમે અંધકાર અને ભૂલમાંથી નીકળીને તારા અને તારા પુત્ર ઈસુ ખ્રિસ્ત અમારા તારનારના નિર્મળ પ્રકાશ તથા સત્યના જ્ઞાનમાં લવાયાં છીએ. એ માટે દૂતો, ઈત્યાદિ.

### માત્ર ત્રયના પર્વ વખતે.

તું જે એક દેવ, એક પ્રભુ છે; માત્ર એક વ્યક્તિ તો નહિ, પણ એકજ તત્ત્વમાં ત્રણ વ્યક્તિઓ; કેમકે પિતાના મહિમા વિષે જે કંઈ પણ અમારો વિશ્વાસ છે, તેજ વિશ્વાસ કાંઈ પણ ફેર કે તફાવત વિના પુત્ર તથા પવિત્ર આત્માના વિષયમાં પણ છે. એ માટે દૂતો, ઈત્યાદિ.

### ધન્યકુમારી મર્યમના શુદ્ધિકરણ તથા તેના સુસમાચારનાં પર્વો વખતે.

કેમકે તેં તારા એકના એક પુત્ર ઇસુ ખ્રિસ્તને અમારા તારણને માટે જનમવાને આપી દીધો; જે પવિત્ર આત્માના કરવાથી તેની મા કુંવારી મર્યમના તત્ત્વનો ખરેખરો માણસ થયો; અને તે વળી અમને સઘળાં પાપથી શુદ્ધ કરવાને પાપના ડાઘ વગર. એ માટે દૂતો, ઈત્યાદિ.

### રૂપાંતરના પર્વ વખતે.

કેમકે દેહધારી શબ્દનો ઈશ્વરી મહિમા, તેના મહત્ત્વના પસંદ કરેલા સાક્ષીઓ આગળ, પવિત્ર પહાડ પર પ્રકાશી ઉઠયો; અને આકાશમાંથી તારી પોતાની વાણીએ તારા વ્હાલા પુત્રને જણાવી આપ્યો. એ માટે દૂતો, ઈત્યાદિ.

¶ બધા પવિત્રોના દિવસે, પવિત્ર યોહાન બાપ્તિસ્મીના જન્મ દિવસે, તેમજ કોઈ મુખ્ય પર્વને માટે નીમેલી વિશેષ પ્રસ્તાવના ન હોય તો તે અને બાકીનાં બધાં પ્રેરિતોનાં તેમજ સુવાર્તિકોનાં પર્વો વખતે વાપરવા.

જેણે તારા સંતોના ન્યાયીપણામાં અમને સુભક્ત જીવનનો નમૂનો, અને તેમના ધન્યવાદીપણામાં અમારા તેડાની મહિમાવાન ખાત્રી આપી છે; કે સાક્ષીઓના આવા મોટા મેઘથી ઘેરાએલા થઈને, અમે અમારી આગળ મૂકેલી દોડ ધીરજથી દોડીએ, અને તેમની સાથે

મહિમાનો ન ચિમળાનાર મુગટ પામીએ. એ માટે દૂતો, ઇત્યાદિ.

**કોઈ દેવળની પ્રતિષ્ઠા વખતે, કાંતો તેની પ્રતિષ્ઠાના દિવસની ઉજવણી વખતે.**

તું, કે જેને આકાશોનું આકાશ સમાવી શકતું નથી, અને જેનો મહિમા જગતમાં છે, તારા ભજનને માટે જગ્યાઓ પાવન કરવાનું અને તેઓમાં તારા વિશ્વાસી લોકો પર કૃપાનાં દાનો રેડી દેવાનું પસંદ કરે છે. એ માટે દૂતો, ઇત્યાદિ.

**કોઈ રવિવારને માટે ઠરાવેલી વિશેષ પ્રસ્તાવના હોયજ નહિ ત્યારે.**

અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્તને લીધે; કારણકે તે ખરો મુખ્ય યાજક છે, જેણે અમને અમારાં બધાં પાપોથી ધોઈને શુદ્ધ કીધા છે, અને અમારા દેવ તથા બાપને સારૂ અમને રાજ્ય તથા યાજકો કીધા છે. એ માટે દૂતો, ઇત્યાદિ.

¶ આ દરેક પ્રસ્તાવના પછી લાગલુંજ આ નીચેનું ગાવામાં અથવા વાંચવામાં આવે:

એ માટે દૂતો તથા મુખ્ય દૂતો, અને આકાશના સર્વ સમુદાય સાથે, અમે તારા મહિમાવાન નામની સ્તુતિ અને વડાઈ કરતાં, નિરંતર એ કહીને તને વખાણીએ છીએ કે, પવિત્ર, પવિત્ર, પવિત્ર, સૈન્યોના પ્રભુ દેવ, આકાશ તથા પૃથ્વી તારા મહિમાથી ભરપૂર છે; હે પરાત્પર પ્રભુ, તારોજ મહિમા થાઓ. આમેન.

¶ જ્યારે સેવક પવિત્ર સંગત પળાવવા વિષેની ખબર આપે (જે હમેશાં આગલા રવિવારે, કે નજીકના કોઈ પવિત્ર દિવસે આપવી જોઇએ), ત્યારે ઉપદેશ કે હોમિલી પૂરી થયા પછી આ નીચેનો ઉપદેશ વાંચે:

અતિ વ્હાલાંઓ, મારો ઇરાદો છે કે, હું ઇશ્વરની મદદથી આવતે..........વારે, જેઓ ધાર્મિક અને ભક્તિયુક્ત મનથી લેવા ચ્હાતા હોય તે બધાને, ખ્રિસ્તના શરીર તથા લોહીનો અતિ દિલાસાદાયક સાક્રમેંટ આપું; કે એઓ તેના પુણ્યકારક ક્રુસ અને દુઃખસહનના સ્મરણાર્થે તે લે; કેમકે માત્ર તેનેજ લીધે આપણને આપણાં પાપની



માફી મળે છે, અને આપણે આકાશી રાજ્યના ભાગિયા થઇએ છીએ; માટે આપણો ધર્મ છે કે, આપણે સર્વસમર્થ ઇશ્વર આપણા આકાશવાસી બાપની, અતિ નમ્રતા સાથે અને મનથી ઉપકારસ્તુતિ કરીએ; કેમકે તેણે પોતાના પુત્ર ઇસુ ખ્રિસ્ત આપણા તારનારને આપણે સારૂ, માત્ર મરણ પામવાનેજ નહિ, પણ એ પવિત્ર સાક્રમેંટમાં આપણું આત્મિક અન્ન તથા જીવનનો આધાર થવા સારૂ આપ્યો છે. એ સાક્રમેંટ જેઓ યોગ્ય રીતે લે છે તેમને માટે તે અતિ દિવ્ય તથા સમાધાનકારક વસ્તુ છે, પરંતુ જેઓ ધીટ થઇને તેને અયોગ્ય રીતે લે છે તેમને માટે તે એટલો જોખમકારક છે કે, હમણાં તમને બોધ આપવાની મારી ફરજ છે કે, તે લેવા પહેલાં તમે તે પવિત્ર ભેદના મહત્ત્વનો અને તેને અયોગ્ય રીતે લેવામાં કેટલું મોટું જોખમ છે તેનો વિચાર કરો; અને તમે પોતાના મનને તપાસો તથા પારખો કે, (અવિચારીપણે અને દેવ પ્રતિ ઢોંગ કરનારની પેઠે નહિ, પણ એવી રીતે) તમે પવિત્ર તથા શુદ્ધ થઇને, અને પવિત્ર શાસ્ત્રમાં ઇશ્વરે કહેલું લગ્નનું વસ્ત્ર પહેરીને આ સ્વર્ગિય ભોજનમાં આવો, અને આ પવિત્ર મેજના યોગ્ય ભાગિદાર થાઓ.

એ વિષેની રીત અને સાધન આ છે; પહેલાં તમારે પોતાની ચાલ અને વર્ત્તણુક દેવની આજ્ઞાઓને આધારે તપાસવી; અને જે જે વાતમાં, મન, વચન કે કામ વડે તમે અપરાધ કીધો છે એવું તમને જણાય, તે તે વાતો વિષે તમારે પોતાના પાપિષ્ટપણા વિષે શોક કરવો, અને તમારી ચાલ સુધારવાના પૂરા નિશ્ચય સાથે, સર્વસમર્થ ઇશ્વર આગળ પોતાનાં પાપ માની લેવાં. વળી જો તમને એમ જણાય કે, અમે એકલા ઇશ્વર સામે એટલુંજ નહિ પણ અમારા પડોસી સામે પાપ કીધું છે, તો તમારે તેમની સાથે સમાધાન કરવું; એટલે કે, કોઈ બીજાને તમારાથી જે હાનિ કે

નુકસાન થયું હોય તે સંબંધી તમારી શક્તિ પહોંચે તે પ્રમાણે તેનો ભરીપૂરી બદલો આપવા તૈયાર થવું; અને જેવી રીતે તમે પોતે ચાહો કે દેવ તમને તમારા અપરાધ પોતા તરફથી માફ કરે, તેમજ તમારે પણ, જેઓએ તમારો અપરાધ કર્યો હોય તેઓને માફ કરવા તૈયાર રહેવું; કેમકે એમ કીધા વગર પવિત્ર સંગત લેવાથી તમે માત્ર તમારા દંડમાં ઉમેરો કરો છો. માટે જો તમારામાંનો કોઈ દેવદ્વેષી, દેવના વચનને અટકાવનારો કે તેની નિંદા કરનારો, વ્યભિચારી કે ઈર્ષાખોર કે અદેખો, કે બીજા કોઈ ઘોર પાપમાં રહેનારો હોય, તો, કાંતો તમારે તમારાં પાપનો પસ્તાવો કરવો, નહિ તો તમારે પવિત્ર મેજ પાસે આવવું નહિ; રખેને એ પવિત્ર સાક્રમેંટ લીધા પછી, જેમ યહુદામાં શેતાન પેઠો તેમ તે તમારામાં પેસીને તમને ભુંડાઇથી પુરેપુરા ભરી દે, અને તમારા દેહ અને આત્મા બન્નેનો વિનાશ આણે.

વળી એ પણ અગત્યનું છે કે, કોઈ માણસ દેવની દયા પર પુરો ભરોસો રાખ્યા વગર અને પોતાના હૃદયને શાંત કર્યા વગર પવિત્ર સંગતમાં ન આવે; માટે જો તમારામાંનો કોઈ એવો હોય કે જે પોતાના મનનું આ રીતે સમાધાન ન કરી શકતો હોય, પણ તેને વધારે દિલાસો અને શિખામણ મેળવવાની જરૂર જણાય, તો તેણે મારી પાસે, કાંતો દેવના વચનના કોઈ બીજા શાણા અને શિક્ષિત સેવક પાસે જઈ પોતાના મનનું દુઃખ તેની આગળ વિદિત કરવું; એ સારૂ કે દેવના પવિત્ર વચનની સેવા થકી તેને પાપમોચનના લાભ સાથે આત્મિક બોધ અને શિખામણ મળે; જેથી તેનું અંતઃકરણ સ્વસ્થ થાય, અને તેના મનની સઘળી વ્યથા તથા સંદેહ દૂર થાય.

¶ **અથવા જો પાળકને એમ જણાય કે, પવિત્ર સંગતમાં આવવા વિષે લોકો નિશ્ચિંત રહે છે, તો તે ઉપલાના બદલામાં આ ઉપદેશ વાંચે ;**



અતિ પ્રિય ભાઇઓ, દેવની કૃપાથી ( ફલાણે દહાડે ) પ્રભુનું ભોજન પળાવવાનો મારો વિચાર છે; અને તમે બધાં જે હીયાં હાજર છો, તેઓને તેમાં આવવાનું હું દેવ તરફથી આમંત્રણ આપું છું; અને પ્રભુ ઇસુ ખ્રિસ્તને લીધે હું તમને વિનંતિ કરૂં છું કે, દેવ પોતે આટલા પ્રેમથી તમને તેમાં આવવા નોતરે છે, તો તમે તેમાં આવવાની ના ન પાડો. તમે જાણો છો કે, જ્યારે કોઈ માણસ ઉત્તમ ભાણું તૈયાર કરે, અને બધી જાતની ખાવાની વસ્તુઓથી પોતાની મેજ દીપાવે, એવી રીતે કે પરોણા આવીને બેસે તે સિવાય કંઈ બાકી ન રહે; તો પણ તેડાએલા અનુપકારી બનીને કારણ વગર આવવાની ના પાડે. આમ થાય તો કોને ખોટું ન લાગે? કોને મોટી માનહાનિ ને અપમાન થયા વિના રહે? માટે, ખ્રિસ્તમાં અતિ વહાલાંઓ, બહુ સાવચેત થાઓ, રખેને તમે આ પવિત્ર ભોજનથી વેગળા રહીને પોતા પર ઈશ્વરનો કોપ સળગાવો. કોઈ માણસને એમ કહેવું સહેલ છે કે હું સંગત નહિ લઈશ, કેમકે મારે સંસારી કામધંધાને લઇને અડચણ પડે છે. પરંતુ આવાં બહાનાં દેવ આગળ ચાલી શકતાં નથી. જો કોઈ માણસ કહે કે હું મહા પાપી છું, તેથી મને આવતાં બીક લાગે છે. તો તમે પસ્તાવો કરીને સુધરતા કેમ નથી? જ્યારે દેવ તમને બોલાવે છે ત્યારે, અમે નહિ આવીયે, એમ કહેતાં તમને શરમ નથી આવતી? જ્યારે તમારે દેવ ભણી પાછા આવવું જોઇએ, ત્યારે તમે બહાનાં કાઢીને એમ કહેશો કે અમે તૈયાર નથી? પોતામાં મનથી વિચાર કરો કે આવાં બનાવટી બહાનાં દેવ આગળ ચાલવાનાં નથી. સુવાર્તામાં, જેમણે ભોજનને નકાર્યું, કેમકે તેમણે ખેતર ખરીદ્યું હતું, અથવા તો તેમને બળદની જોડ પારખવી હતી, કાંતો તેઓ બાયડી પરણ્યા હતા, તેમનાં એ બહાનાં ચાલ્યાં નહોતાં, ને તેઓ આકાશી ભોજન વિષે નાલાયક

ગણાયા હતા. હું તો મારા તરફથી તૈયાર રહીશ. મારી પદવી પ્રમાણે દેવના નામમાં હું તમને નોતરૂં આપું છું; અને ખ્રિસ્તના તરફથી તમને બોલાવું છું. હું તમને બોધ કરૂં છું કે, જો તમે પોતાનું તારણ ચ્હાતા હો, તો આ પવિત્ર સંગતમાં ભાગ લો; અને જેમ દેવના પુત્રે દયા કરીને તમારા તારણને માટે પોતાનો જીવ ક્રુસ પર મરવાને આપી દીધો, તેમ તેનીજ કરેલી આજ્ઞા પ્રમાણે તેના મરણના બળિદાનના સ્મરણમાં સંગત લેવાની તમારી ફરજ છે. જો એમ કરવામાં તમે નિશ્ચિંત રહેશો, અને જાણીજોઇને પ્રભુની મેજથી છેટા રહેશો, ને તમારા જે ભાઇઓ આ ઉત્તમ આકાશી અન્ન જમવાને આવે છે તેઓથી જુદા થશો, તો તમે દેવનો કેવો મોટો અપરાધ કરો છો, તેમજ એમ કરવાને લીધે તમારાં માથાં પર કેવું ઘોર શાસન ઝઝુમી રહેલું છે તેનો તમારા મન સાથે વિચાર કરજો. જો તમે આ વાતોને સારી રીતે વિચારશો તો દેવની કૃપાથી તમારૂં મન સુધારા પર આવશે; અને એ વાતની પ્રાપ્તિને માટે સર્વશક્તિમાન દેવ આગળ નમ્રતાથી વિનંતિ કરવાનું આપણે બંધ કરીશું નહિ.

¶ પવિત્ર સંગત પળાવતી વેળાએ સંગત લેનારાઓ પવિત્ર સાક્રમેંટ લેવા સારૂ વ્યવસ્થિત રીતે એકઠા બેસે, ત્યારે પ્રીસ્ટ આ ઉપદેશ સંભળાવે :

પ્રભુમાં અતિ વ્હાલાંઓ, તમે જેઓ આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તના શરીર અને લોહીની પવિત્ર સંગત લેવા ઇચ્છો છો, તે તમે પવિત્ર પાઉલનો બોધ ખચિત ધ્યાનમાં આણો કે, એ રોટલી ખાવાની અને એ પ્યાલો પીવાની હિંમત કરવા પહેલાં તે બધાંને પોતાની પરિક્ષા કરવાનું કેટલા આગ્રહથી કહે છે. કેમકે જો આપણે આ પવિત્ર સાક્રમેંટ ખરા પસ્તાવિક મનથી અને જીવતા વિશ્વાસ સાથે લઇએ તોજ લાભ મોટો છે; (કેમકે ત્યારે જ આપણે આત્મિક રીતે ખ્રિસ્તનું શરીર ખાઇએ છીએ ને તેનું લોહી પીએ છીએ; અને



ત્યારે જ આપણે ખ્રિસ્તમાં અને ખ્રિસ્ત આપણામાં રહે છે; આપણે ખ્રિસ્ત સાથે ને ખ્રિસ્ત આપણી સાથે એક છે); તેમજ જો આપણે એને અયોગ્ય રીતે લઇએ તો જોખમ મોટું છે; કેમકે ત્યારે આપણે ખ્રિસ્તના શરીર તથા લોહી સંબંધી અપરાધી ઠરીએ છીએ, ને પોતા પર દંડ લાવીએ છીએ. એથી આપણે પોતા સામે દેવનો કોપ સળગાવીએ છીએ, એટલુંજ નહિ પણ તેનો ક્રોધ પોતા પર વહોરવાથી આપણા પર તરેહતરેહના રોગ, માંદગી ને મરણ આવે છે. માટે ભાઇઓ, તમે પોતે પોતાનો ન્યાય કરો, કે તમારો ન્યાય દેવથી ઠરાવાય નહિ; તમારાં ગત પાપોને માટે ખરો પસ્તાવો કરો, આપણા તારનાર ખ્રિસ્ત પર જીવતો ને દઢવિશ્વાસ રાખો; તમારાં આચરણ સુધારો, ને બધાં માણસો સાથે પુરા પ્રેમમાં રહો; એમ તમે એ પવિત્ર ભેદોમાં યોગ્ય રીતે ભાગ લેનારાં થશો. વળી સૌથી વધારે અગત્યનું એ છે જે તમે ઘણી નમ્રતા સાથે અને ખરા મનથી દેવ પિતા તથા પુત્ર તથા પવિત્ર આત્માનો ઉપકાર માનો, કેમકે તેણે આપણો તારનાર ખ્રિસ્ત, જે દેવ તથા માણસ બન્ને છે, તેના દુ:ખ-સહન અને મરણ વડે જગતનો ઉદ્ધાર કર્યો, અને આપણ કંગાલ પાપીઓ જેઓ અંધકાર તથા મરણની છાયામાં પડેલા હતા, તેમને સારૂ ક્રુસના મરણ લગી પોતાને નીચો કીધો, એ સારૂ કે તે આપણને દેવનાં છોકરાં બનાવે, અને અનંત જીવન સુધી આપણને ઉંચા કરે. અને આપણો સ્વામી અને તારનાર ઇસુ ખ્રિસ્ત પોતાની અપાર પ્રીતિને લીધે આ રીતે આપણે સારૂ મરણ પામ્યો તે પ્રીતિનું, અને તેણે પોતાનું અતિ મુલ્યવાન લોહી રેડીને આપણે સારૂ જે અનંત લાભ મેળવ્યો છે, તેનું સ્મરણ આપણને હમેશાં રહે માટે તેની પ્રીતિના પ્રમાણ તરીકે આ પવિત્ર ભેદો તેના મરણની સદાની યાદગીરી થવા સારૂ, તેમજ આપણા

મોટા ને અનંત દિલાસાને સારૂ તેણે પોતાથી નીમીને ઠરાવ્યા છે. માટે ચાલો આપણે (જેમ આપણને અતિ આવશ્યક છે તેમ) તેનો તથા પિતાનો તથા પવિત્ર આત્માનો સદા ઉપકાર માન્યા કરીએ, અને તેની પવિત્ર ઇચ્છા તથા મરજીને આપણે પોતાને સંપૂર્ણ રીતે આધીન કરી દઈએ, અને આપણા જીવનના બધા દહાડા સુધી ખરી પવિત્રતામાં અને ન્યાયીપણામાં તેની સેવા કરવામાં લાગુ રહીએ.

¶ જે રવિવારો અને બીજા પવિત્ર દિવસોએ સંગત ન થાય, તેમાં સંગતનો વિધિ (આ પૃથ્વીપર યુદ્ધમાં લાગેલી ખ્રિસ્તની સર્વ જગ્યામાંની મંડળીને માટે) એ પ્રાર્થના સુધી બધો વંચાય, અને તે પછી આ ઉપર લખેલી પ્રાર્થનાઓમાંની એક અથવા વધારે વંચાય, અને છેવટે આશીર્વચન બોલાય.

¶ અને પ્રીસ્ટ જોડે ભાગ લેનારા, તેની સમજ પ્રમાણે પુરતી સંખ્યામાં હોય, તે વગર પ્રભુ ભોજન પળાય નહિ.

¶ અને જો કોઈ જગ્યાની મંડળીમાં વીસ કરતાં વધારે લાયક માણસો સંગત લેનારાં ન હોય, તોપણ પ્રીસ્ટ જોડે સંગત લેવા આવનાર ચાર (કે ઓછામાં ઓછા ત્રણ) હોય તોજ સંગત પાળી શકાય.

¶ બીશપનાં અને પાઠશાળાઓનાં દેવળોમાં તેમજ પાઠશાળાઓમાં જ્યાં ઘણા પ્રીસ્ટ તથા ડીકનો રહે છે, તેઓને અટકાવનું કોઈ યોગ્ય કારણ ન હોય, તો ઓછામાં ઓછા દર રવિવારે પ્રીસ્ટની સાથે બધાએ સંગત લેવી જોઈએ.

¶ રોટલી અને દ્રાક્ષારસ સંબંધી કોઇને મતભેદ અથવા વહેમનું કારણ ન મળે તે માટે એટલું બસ છે કે, એ રોટલી ખાવાની સાધારણ વપરાશની જ હોવી જોઇએ; પણ ઘઉંની સારામાં સારી જે રોટલી સહેલાઇથી મળી શકે તે વાપરી શકાય.

¶ અને રોટલી કે દ્રાક્ષારસમાંથી કંઈ પાવન કર્યા વગર રહી જાય તો પ્રીસ્ટ તેને પોતાની વપરાશમાં લે, પરંતુ પાવન કરેલામાંથી કંઈ રહી જાય તો તે દેવળની બહાર લઈ જવાય નહિ, પણ પ્રીસ્ટ અને સંગત પાળનારાંમાંથી જેઓને તે તે વખતે બોલાવે તેમણે આશીર્વચન પછી તરતજ આદર સહિત તેને ખાઈ પી લેવું.



¶ સંગત માટે રોટલી અને દ્રાક્ષારસ પાળક તથા દેવળના કારભારીઓ મંડળીના ખર્ચે મંગાવે.

¶ અને ધ્યાનમાં રાખવું કે, મંડળીના માણસે વર્ષમાં ઓછામાં ઓછી ત્રણ વાર પ્રભુભોજન પાળવું જોઈએ; અને તેમાંની એક વાર તે પુનરૂત્થાનનો દિવસ હોય. અને દર સાલે પુનરૂત્થાનના પર્વ ઉપર મંડળીના દરેક માણસે ધર્મગુરૂ કે પાદરીને, કાં તો તેનાં નીમેલા કારભારી કે કારભારીઓને પોતાનો હિસાબ ચૂકતે કરવો; અને મંડળીનું રીત પ્રમાણેનું જે કાંઈ લેણું તેના પર નીકળતું હોય, તે તેજ વખત પર તેને અથવા તેમને ચૂકવી દેવું.

¶ ઇશ્વર સેવા પૂરી થયા પછી દેવળના ઉઘરાણામાં મળેલા પૈસા પાળક અને દેવળના કારભારીઓ, તેમને યોગ્ય લાગે તેમ, ધાર્મિક અને પરોપકારી કામો માટે વાપરે; પરંતુ જો એઓમાં કાંઈ મતભેદ પડે તો બીશપ ઠરાવે તે પ્રમાણે તેનો ઉપયોગ કરવામાં આવે.

¶ પ્રભુભોજન પળાવવાની આ પદ્ધતિમાં એમ ઠરાવવામાં આવ્યું છે કે, સંગત લેનારાંઓએ ઘુંટણે રહીને તે લેવું. (એ વિધિનો હેતુ સારો છે, કેમકે ઘુંટણ ટેકવવાથી બધા લાયક રીતે પ્રભુભોજન લેનારાઓને, ઇસુ ખ્રિસ્તથી જે લાભો તેમને અપાય છે, તેનો તેઓ નમ્રતા અને આભાર સાથે સ્વીકાર કરે છે, એવું દેખાડવામાં આવે છે; તેમજ એથી કરીને, એવો વિધિ ન હોય તો પવિત્ર સંગત વખતે, અમર્યાદા તથા અવ્યવસ્થા ઉભી થવાનો જે સંભવ રહે, તે ટળે છે. તોપણ, રખે કોઈ માણસો, અજ્ઞાનતા અને કમસમજને લઇને, કાં તો દ્વેષબુદ્ધિ અને હઠને લઇને આ ઘુંટણે પડવાનો ખોટો કે ઊંધો અર્થ કરે, તે સારૂ આ જગ્યાએ જાહેરાંત કરવામાં આવે છે કે, રોટલી કે દ્રાક્ષારસની ચીજો જે સાક્રમેંટ તરીકે શરીરથી લેવામાં આવે છે તેને, અથવા ખ્રિસ્તના સ્વાભાવિક માંસ અને લોહીની શારીરિક હાજરીને નમન કરવાનો કે કરાવવાનો એમાં અર્થ છે એમ સમજવાનું નથી; કારણ કે સાક્રમેંટને સારૂ જે રોટલી અને દ્રાક્ષારસ વપરાય છે, તે ત્યાં પણ એમના એનાએજ કુદરતી તત્વમાં રહે છે, જેને લીધે તેમને

નમન કરાય નહિ; (કેમકે, એ તો મૂર્તિપૂજા થઈ કહેવાય, જેનો બધા ખરા ખ્રિસ્તીઓ ધિક્કાર કરે છે;) વળી, આપણા તારનાર ખ્રિસ્તનું માનવી દેહ અને લોહી આકાશમાં છે, અને પૃથ્વી પર નહિ; વળી એથી કરીને, ખ્રિસ્તનું માનવી શરીર એકજ વખતે એક કરતાં વધારે જગ્યામાં હોઈ શકે એવી જે ગેરસમજ ઉભી થાય છે, તે સત્ય વિરૂદ્ધ છે.

### મંડળી આગળ

# બાળકોને બાપ્તિસ્મા આપવાની પદ્ધતિ

## દેવળમાં વાપરવા માટે

¶ મંડળીને સમજાવવું જોઇએ કે, રવિવારોએ અને બીજા પવિત્ર દિવસોએ જ્યારે લોકો સારી સંખ્યામાં હાજર થઈ શકે, તે વગર બીજે વખતે બાપ્તિસ્મા કરવું નહિ એ સૌથી સારી રીત છે; કેમકે એથી, હાજર થએલા લોકો, બાપ્તિસ્મા લઇને ખ્રિસ્તની મંડળીમાં દાખલ થનારા લોકો વિષે સાક્ષી આપી શકે, તેમજ એથી બાળકોના બાપ્તિસ્મા વખતે હાજર થનાર દરેકને, તેના પોતાના બાપ્તિસ્મા વખતે કેવાં કેવાં વચનો દેવ આગળ અપાયાં હતાં, તેનું સ્મરણ થાય. એ કારણ માટે એ પણ ઉચિત દેખાય છે કે, બાપ્તિસ્મા લોકભાષામાંજ અપાય. આમ છતાં, (જો જરૂર જણાય તો,) બાળકોને કોઈ પણ બીજા દિવસે બાપ્તિસ્મા આપી શકાય.

¶ વળી જાણવું જોઇએ કે, બાપ્તિસ્મા પામનાર હરેક નર બાળકને માટે બે ધર્મબાપ અને એક ધર્મમા, અને હરેક નારી માટે એક ધર્મબાપ અને બે ધર્મમા, હોવાં જોઇએ.

¶ જ્યારે બાળકોનું બાપ્તિસ્મા કરાવવાનું હોય, ત્યારે માબાપે, આગલે દહાડે, કાંતો સવારની પ્રાર્થનાના આરંભ પહેલાં સવારમાં પાળકને તે વિષે ખબર આપવી જોઇએ. પછી ધર્મબાપ અને ધર્મમા, તેમજ બાળકની સાથેના લોકો, પાળક પોતાની મરજીથી ઠરાવે તે પ્રમાણે, સવારની કે સાંજની પ્રાર્થનાનું બીજું વાચન પૂરૂં થાય કે તરત જ કુંડ પાસે આવે, અને પ્રીસ્ટ કુંડ પાસે આવીને (જેમાં તે વખતે ચોકખું પાણી ભરવું), ત્યાં ઉભો રહીને બોલે;

આ બાળકનું બાપ્તિસ્મા થયું છે કે નહિ?

¶ જો તેઓ ઉત્તર આપે કે, નહિ, તો પછી પ્રીસ્ટ આગળ વધીને આમ બોલે,

વહાલાંઓ, સઘળાં માણસો પાપમાં ગર્ભમાં પડીને જન્મે છે તે માટે, અને આપણો તારનાર ખ્રિસ્ત કહે છે કે, પુનર્જનિત થયા વગર, એટલે પાણી અને પવિત્ર આત્માથી નવો જન્મ પામ્યા વગર, કોઈ દેવના રાજ્યમાં જઈ શકતું નથી તે માટે, હું તમને વિનંતિ કરૂં છું કે, તમે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તને આસરે દેવ પિતાની પ્રાર્થના કરો કે, તે પોતાની ઘણી દયાને લીધે, જે વાનું આ બાળકને તેના જન્મ સ્વભાવે મળી શકતું નથી, તે તેને આપે; એટલે, તે પાણી અને પવિત્ર આત્માથી બાપ્તિસ્મા પામીને ખ્રિસ્તની પવિત્ર કલીસીયામાં લેવામાં આવે, અને તેનો જીવતો અવયવ બને.

¶ પછી પ્રીસ્ટ કહે,

પ્રાર્થના કરીએ.

હે સર્વશક્તિમાન અને સનાતન દેવ, તેં તારી મોટી દયાને લીધે, નુહ તથા તેના કુટુંબને પાણીથી નાશ પામતાં વહાણ વડે ઉગારી લીધાં; અને વળી તારા લોક ઈસ્રાએલ પુત્રોને લાલ સમુદ્રમાંથી કુશળતાએ પાર ઉતારીને, તેમાં તારા પવિત્ર બાપ્તિસ્માની ઉપમા દેખાડી; અને તારા અતિ વહાલા પુત્ર ઈસુ ખ્રિસ્તનું યર્દન નદીમાં બાપ્તિસ્મા થયું તેથી, આત્મિક રીતે પાપને ધોઈ નાખવા સારૂ પાણીને પવિત્ર કર્યું; અમે તારી અનહદ દયાને લીધે તને વિનવિએ છીએ કે, આ બાળક પર દયાની નજર કર; એને ધોઈને પવિત્ર આત્માથી પવિત્ર કર; કે એ તારા કોપથી છૂટીને ખ્રિસ્તના મંડળીરૂપી વહાણમાં લેવામાં આવે; અને વિશ્વાસમાં દૃઢ, આશામાં આનંદિત, અને પ્રીતિમાં મૂળ ઘાલીને આ સંસારરૂપી દુઃખસાગરનાં મોજાંઓથી એવી રીતે પાર થઈ જાય, કે છેવટે અનંતજીવનના દેશમાં પહોંચીને તારી સાથે



યુગોયુગ રાજ કર્યા કરે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

હે સર્વશક્તિમાન તથા અમર દેવ, ગરજવાનોના બેલી, અને તારૂં શરણ શોધનારાં બધાંના સહાયક, વિશ્વાસીઓના જીવન, અને મરેલાંના પુનરૂત્થાન; અમે આ બાળકને માટે તારી પ્રાર્થના કરીએ છીએ કે, એ તારૂં પવિત્ર બાપ્તિસ્મા લઈને, આત્મિક નવા જન્મ વડે પોતાનાં પાપની માફી પામે. હે પ્રભુ, જેમ તેં તારા પરમપ્રિય પુત્રવડે વચન દીધું છે કે, માગો, ને તમને મળશે; શોધો, ને તમને જડશે; ઠોકો, ને તમારે સારૂ ઉઘાડવામાં આવશે, તે પ્રમાણે હમણાં અમે જે માગીએ છીએ તે અમને આપ; અમે જે શોધીએ છીએ તે અમને જડે; અને અમ ઠોકનારાંઓને સારૂ બારણું ઉઘાડ; કે જેથી આ બાળક તારા આકાશી સ્નાનનો અનંત આશીર્વાદ માણી શકે; અને અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્ત વડે જે સનાતન રાજનું વચન તેં આપ્યું છે તેમાં પહોંચે. આમેન.

¶ પછી મંડળી ઉભી થાય, અને પ્રીસ્ટ કહે.

પવિત્ર માર્કની લખેલી સુવાર્ત્તાના દસમા અધ્યાયની તેરમી કલમથી સુવાર્ત્તાનાં વચનો સાંભળો.

તેઓ ખ્રિસ્તની પાસે બાળકો લાવ્યા, કે તે તેઓને અડકે; ને શિષ્યોએ લાવનારાઓને ધમકાવ્યા. પણ ઇસુ તે જોઇને નાખુશ થયો, ને તેણે તેઓને કહ્યું કે, બાળકોને મારી પાસે આવવા દો, ને તેઓને વારો મા; કેમકે દેવનું રાજ્ય એવાંઓનું છે. હું તમને ખચિત કહું છું કે, જે કોઇ બાળકની માફક દેવનું રાજ્ય સ્વીકારશે નહિ, તે એમાં પ્રવેશ કરશેજ નહિ. અને તેણે તેઓને બાથમાં લીધાં, ને તેઓ પર હાથ મૂકીને તેઓને આશીર્વાદ દીધો.

¶ સુવાર્ત્તા વંચાયા પછી તેમાંની વાતો પર સેવક આ ટુંકો ઉપદેશ સંભળાવે.

વહાલાંઓ, આ સુવાર્ત્તામાં આપણા તારનાર ખ્રિસ્તનાં વચન તમે સાંભળો છો, કે તેણે આજ્ઞા કીધી છે કે, બાળકોને મારી પાસે

લાવવા દો; અને જેઓ તેમને તેની પાસે આવવાથી અટકાવતા હતા, તેમને તેણે કેવી રીતે ધમકાવ્યા; તથા તેમના જેવું નિર્દોષપણું ધારણ કરવાને તે બધા લોકોને કેવી રીતે સમજાવે છે. તમે જુઓ છો, કે તેણે કેવી રીતે પોતાના હાવભાવ તથા કૃત્ય વડે પોતાની પ્રસન્નતા તેમના પ્રતિ દેખાડી, એટલે કે, તેણે તેમને પોતાની બાથમાં ભેટી લઇને, પોતાના હાથ તેઓ પર મૂકયા, ને તેમને આશિષ દીધી. તે માટે તમે સંદેહ ન રાખો, પણ દઢતાથી માની લો, કે તે આ બાળકનો પણ એમજ પ્રસન્નતાએ અંગિકાર કરશે; તેને પોતાની દયાની સોડમાં લેશે; અને તેને અનંત જીવનનો આશીર્વાદ આપીને, પોતાના સર્વકાળના રાજ્યમાં ભાગ આપશે. હવે, જ્યારે આપણને આ રીતે ખાતરી થઈ કે, આપણો આકાશી પિતા, તેના પુત્ર ઇસુ ખ્રિસ્તના કહ્યા પ્રમાણે, આ બાળકનું ભલું ઇચ્છે છે; અને આ બાળકને તેના પવિત્ર બાપ્તિસ્માને માટે લાવવાના આપણા આ પ્રીતિના કામનો તે દયાથી સ્વીકાર કરે છે, એ વિષે કાંઇ સંદેહ ન રાખતાં, આપણે વિશ્વાસુપણાએ અને ભક્તિભાવથી, તેનો ઉપકાર માનીને કહીએ કે,

હે સર્વશક્તિમાન અને સનાતન ઇશ્વર, આકાશી પિતા, અમે નમ્રતાથી તારો ઉપકાર માનીએ છીએ કે, તેં પ્રસન્નતાથી અમને તારી કૃપાના જ્ઞાનમાં તથા તારા પરના વિશ્વાસમાં તેડ્યાં છે; અમારામાં સર્વદા આ જ્ઞાનને વધાર, અને એ વિશ્વાસને દઢ કરતો રહે. આ બાળકને તારો પવિત્ર આત્મા આપ, કે એ નવો જન્મ પામે, અને અનંત ત્રાણનો વારસ થઈ જાય; અમારો પ્રભુ ઇસુ ખ્રિસ્ત, જે તારી અને પવિત્ર આત્માની સાથે, હમણાં અને સદાકાળ સુધી જીવે છે તથા રાજ કરે છે તેના નામમાં અમે માગીએ છીએ. આમેન.

¶ પછી પ્રીસ્ટ ધર્મબાપ અને ધર્મમાને આ પ્રમાણે કહે:

હે વહાલાંઓ, તમે આ બાળકને બાપ્તિસ્મા અપાવવા સારૂ અહીં લાવ્યાં છો, અને તમે



પ્રાર્થના કીધી છે કે, આપણો પ્રભુ ઇસુ ખ્રિસ્ત પ્રસન્નતાથી એનો અંગિકાર કરે, એનાં પાપોથી એને છોડાવે, પવિત્ર આત્માથી એને શુદ્ધ કરે, અને આકાશનું રાજ તથા અનંત જીવન આપે. તમે એ પણ સાંભળ્યું છે કે, જે બધું તમે માગ્યું છે, તે આપવાને આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તે પોતાની સુવાર્તામાં વચન આપ્યું છે; તે તો એ વચન પોતા તરફથી ખરેખર ધ્યાનમાં રાખીને પુરૂં કરશે. માટે જ્યારે ખ્રિસ્તે એવું વચન આપ્યું છે, તો આ બાળક પણ જ્યાં સુધી પૂરી વયનું થઇને, એ વાતો પોતા પર ન લઈ લે ત્યાં સુધી, તમે જેઓ એનાં જામીન છો, તેઓ વડે એણે એવું વચન વિશ્વાસુપણાથી આપવું જોઇએ, કે હું શેતાન તથા તેનાં બધાં કામોનો ત્યાગ કરી દઇશ, દેવના પવિત્ર વચન પર દઢ વિશ્વાસ રાખીશ, અને તેની આજ્ઞાઓનું પાલન આધીનતાથી કરીશ.

માટે હું તમને પૂછું છું,

શું તું, આ બાળકના નામમાં, શેતાન તથા તેનાં સર્વ કામોનો, અને બધી લોભી ઇચ્છાઓ અને શરીરની દૈહિક મનકામનાઓ સુદ્ધાં, સંસારની વ્યર્થ શોભા અને તેના વૈભવનો એવી રીતે ત્યાગ કરે છે, કે તેઓની પાછળ તું નહિ ચાલે, અને તેમના વશમાં નહિ રહે?

ઉત્તર–એ સર્વેનો હું ત્યાગ કરૂં છું.

સેવક–સર્વશકિતમાન દેવ જે પિતા, આકાશ તથા પૃથ્વીનો ઉત્પન્ન કરનાર, તે પર શું તું વિશ્વાસ કરે છે?

અને ઇસુ ખ્રિસ્ત તેનો એકાકીજનિત પુત્ર આપણો પ્રભુ, તે પર શું તું વિશ્વાસ કરે છે? તે પવિત્ર આત્માના પરાક્રમથી ગર્ભસ્થાનમાં રહી, મરિયમ કુંવારીથી જન્મ્યો; તેણે પંતિઅસ પીલાતના અધિકાર તળે દુઃખ વેઠ્યું, તે ક્રુસ પર મરણ પામ્યો, ને દટાયો, ને અદૃષ્ય લોકમાં ઉતરી ગયો; તે ત્રીજે દહાડે મુએલાંમાંથી જીવી ઉઠ્યો, તે આકાશમાં ચઢી ગયો,

ને સર્વશક્તિમાન દેવ પિતાને જમણે હાથે બેઠો છે; ત્યાંથી તે જીવતાંનો તથા મુએલાંનો ન્યાય કરવા સારૂ આવવાનો છે.

અને પવિત્ર આત્મા પર; પવિત્ર કાથોલીક કલીસીયા; પવિત્રોની સંગત; પાપની માફી; શરીરનું પુનરૂત્થાન, અને સર્વકાળનું જીવન; શું તું એ વાતો પર વિશ્વાસ કરે છે?

ઉત્તર–એ બધી વાતો પર હું દૃઢ વિશ્વાસ રાખું છું.

સેવક–શું એ વિશ્વાસ પર તું બાપ્તિસ્મા ચાહે છે?

ઉત્તર–એવી મારી ઇચ્છા છે.

સેવક–તો શું તું દેવની પવિત્ર ઇચ્છા અને આજ્ઞાઓને આધીનતાથી પાળીશ, ને આખું જીવન તે પ્રમાણે ચાલીશ?

ઉત્તર–હું એમજ કરીશ.

¶ પછી પ્રીસ્ટ કહે:

હે દયાળુ દેવ એવું કર કે, જુનો આદમ આ બાળકમાં એવી રીતે દટાઈ જાય કે, નવું માણસ એનામાં જીવી ઉઠે. આમેન.

એવું કર કે, બધી દૈહિક વાસનાઓ એનામાં મરણ પામે; અને આત્માને લગતી બધી વાતો એનામાં જીવી ઉઠે અને વધે.

એવું કર કે, શેતાન, જગત અને દેહને હરાવીને, તેમના ઉપર જય મેળવવાને એ બળ અને શક્તિ પામે.

એવું કર કે, અમારી પદવી અને સેવા વડે જે કોઈ અહીંયાં તને અર્પણ કરવામાં આવે છે, તે, હે ધન્યવાન દેવ, તું જે યુગોયુગ જીવે છે અને બધી વસ્તુઓ પર રાજ કરે છે, તેની દયા વડે આકાશી સદ્ગુણોથી ભરાઈ જાય, અને સદાકાળનો બદલો પામે. આમેન.

હે સર્વશક્તિમાન, સદા જીવતા દેવ, તારા અતિ વ્હાલા દીકરા ઈસુ ખ્રિસ્તે, અમારાં પાપોની ક્ષમાને સારૂ, પોતાની અમુલ્ય કૂખમાંથી પાણી અને લોહી બન્ને વહેવડાવ્યાં; અને પોતાના શિષ્યોને આજ્ઞા આપી કે, જઇને બધી દેશજાતિઓને શિખાડો, અને પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માને નામે



તેમને બાપ્તિસ્મા આપો; અમે તને વિનંતિ કરીએ છીએ કે, તું તારી મંડળીની પ્રાર્થનાઓ સાંભળીને, આત્મિક રીતે પાપને ધોઈ નાખવા સારૂ આ પાણીને પવિત્ર કર; અને જે બાળકનું બાપ્તિસ્મા હમણાં એમાં થવાનું છે, તે તારી કૃપાથી ભરાઈ જાય, અને સદા તારાં વિશ્વાસુ તથા નિવડેલાં છોકરાંની ગણત્રીમાં રહે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને નામે તું એવું કર. આમેન.

¶ પછી પ્રીસ્ટ બાળકને પોતાના હાથોમાં લે, અને ધર્મબાપ તથા ધર્મમાને કહે,

આ બાળકનું નામ રાખો.

¶ પછી તે તેમનું રાખેલું નામ લઇને (જો તેઓ ખાતરી આપે કે બાળક તે સારી રીતે ખમી શકશે, તો) તેને સંભાળીને તે પાણીમાં સાવધપણે ડૂબકી ખવડાવતાં આ પ્રમાણે બોલે,

......હું તને પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માના નામમાં બાપ્તિસ્મા આપુંછું. આમેન।

¶ પણ જો તેઓ ખાતરીથી કહે કે, બાળક નબળું છે, તો ઉપર કહેલા શબ્દો બોલીને તેના પર પાણી રેડવાથી બસ થશે.

......હું તને પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માના નામમાં બાપ્તિસ્મા આપુંછું. આમેન.

¶ પછી પ્રીસ્ટ કહે,

આ બાળકને ખ્રિસ્તના ટોળાની મંડળીમાં લઇએ છીએ, અને તેના ઉપર + ક્રુસનો આકાર એ વાતના ચિહ્નને માટે કરીએ છીએ કે, હવે પછી ક્રુસે જડાયલા ખ્રિસ્તના વિશ્વાસનો અંગિકાર કરવાથી તે લાજે નહિ, અને તેની ધજા તળે પાપ, જગત અને શેતાન સાથે શુરાતનથી લડે, અને જીવન ભર ખ્રિસ્તનો વિશ્વાસુ સિપાઈ તથા સેવક થઇને રહે. આમેન.

+ અહીંઆં પ્રીસ્ટ તે બાળકના કપાળ પર ક્રુસની નિશાની કરે.

¶ પછી પ્રીસ્ટ કહે:

પ્રિય ભાઇઓ, એ જોઇને કે આ બાળક નવો જન્મ પામ્યું છે, અને ખ્રિસ્તની કલીસીયાના શરીરમાં કલમરૂપે મેળવાઈ ગયું

છે, તો એ લાભોને માટે આપણે સર્વશક્તિમાન દેવનો ઉપકાર માનીએ અને એક ચિત્તના થઇને તેની પ્રાર્થના કરીએ કે, એ બાળક હવે પછીનું પોતાનું જીવન આ આરંભ પ્રમાણે કાઢે.

¶ પછી બધા ઘુંટણે પડી બોલે.

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઇચ્છા પૂરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને પરિક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર. આમેન.

¶ પછી પ્રીસ્ટ કહે,

હે અત્યંત દયાળુ પિતા, અમે અંતઃકરણથી તારો ઉપકાર માનીએ છીએ કે, તેં દયા કરીને આ બાળકને તારા પવિત્ર આત્માથી નવો જન્મ આપ્યો છે, અને દત્તકપણાથી તારૂં પોતાનું બાળક કરીને, તારી પવિત્ર કલીસીયાના શરીરનું અંગ બનાવ્યું છે. અમે નમ્રપણે તને વિનંતિ કરીએ છીએ કે, જેમ તે પાપ સંબંધી મરીને, અને ન્યાયીપણા સંબંધી જીવીને, ખ્રિસ્તના મરણમાં તેની સાથે દટાઈ ગયું છે, તેમ તે જુના માણસપણાને ક્રુસ પર જડે, તથા પાપની આખી દેહનો નાશ કરે; અમે જેમ એ તારા પુત્રના મરણમાં ભાગિદાર થયું છે, તેમજ તેના પુનરૂત્થાનનું પણ ભાગિદાર થાય; કે છેવટે તારી પવિત્ર કલીસીયાના બાકીના લોકો સાથે તારા અનંત રાજનો વારસ થાય; ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

¶ પછી બધાં ઉભાં થાય, અને પ્રીસ્ટ ધર્મબાપ તથા ધર્મમાને આ નીચેનો ઉપદેશ સંભળાવે.

આ બાળકે, તમે જેઓ એનાં જામીન છો, તેઓ વડે એવું વચન આપ્યું છે કે, હું શેતાન અને તેનાં બધાં કામોનો ત્યાગ કરીશ, દેવ પર વિશ્વાસ રાખીશ, અને તેની સેવા કર્યા



કરીશ; તો જ્યારે આ બાળક શીખવા યોગ્ય થાય, ત્યારે એણે અહીંયાં તમારા વડે કેવું ગંભીર વચન, પ્રતિજ્ઞા, તથા અંગિકાર કીધો છે, તે વિષે એને શીખાડવું એ તમારો ધર્મ છે, તે ધ્યાનમાં રાખવું જોઇએ. અને આ વાતોને વધારે સારી રીતે જાણી શકે, માટે ઉપદેશ સાંભળવાનું એને ઉત્તેજન આપવું જોઇએ; અને તમારે વિશેષે કરીને એમ કરવું જોઇએ કે, તે પોતાની ભાષામાં વિશ્વાસનામું, પ્રભુની પ્રાર્થના, તથા દશ આજ્ઞા શીખે, તથા ખ્રિસ્તીએ પોતાના આત્માની કુશળતાને માટે જેટલું જાણવું તથા માનવું જોઇએ, તે પણ શીખે; અને એ બાળક ધર્મમાં એવી રીતે ઉછેરવામાં આવે કે, ધાર્મિક તથા ખ્રિસ્તી ચાલ પ્રમાણે ચાલે; અને નિત્ય ધ્યાનમાં રાખે કે, બાપ્તિસ્મા તો આપણા વિશ્વાસનું ચિન્હ છે; તે એ કે આપણે આપણા તારનાર ઇસુ ખ્રિસ્તનાં પગલાંમાં ચાલીએ, અને તેના જેવાં થઇએ; એટલે, જેમ તે આપણે માટે મુઓ અને ફરી જીવી ઉઠયો, તેમજ આપણે, જેઓ બાપ્તિસ્મા પામ્યાં છીએ, તેઓ પાપ સંબંધી મરીએ, અને ન્યાયીપણા સંબંધી જીવી ઉઠીએ, અને પોતાની બધી ભુંડી તથા બગડેલી ઇચ્છાઓને સર્વદા મારતાં રહીએ, અને સર્વ સારી ચાલ તથા ભક્તિભાવમાં પ્રતિદીન વધારો કરતાં રહીએ.

¶ પછી વધારામાં આ પણ કહે,

તમારે કાળજી રાખવી જોઇએ કે, જ્યારે આ બાળક વિશ્વાસનામું, પ્રભુની પ્રાર્થના, અને દશ આજ્ઞા પોતાની ભાષામાં સંભળાવી શકે, અને કલીસીયાનો સવાલ જવાબ જે એ કામને સારૂ ઠરાવેલો છે, તેનું શિક્ષણ પણ પામી ચૂકે, ત્યારે તે તરત સ્થિરીકરણને માટે બીશપની આગળ લાવવામાં આવે.

¶ દેવના વચનથી એ વાતની સાબિતિ મળે છે કે, જે બાળકો બાપ્તિસ્મા પામીને કોઈ પણ પાપકર્મ કર્યાં વગર મરે છે, તેઓ નિઃસંદેહ તારણ પામે છે.

¶ બાપ્તિસ્મામાં ક્રુસની નિશાની કરવા બાબત જો કોઇને સંદેહ હોય, તો ઈ. સ. ૧૯૦૪ માં જે કાનુન પ્રથમ જાહેર કરવામાં આવ્યો તેની ૩૦ મી કલમમાં જોવાથી તેનો ખરો અર્થ અને તે ચાલુ રાખવાનું યોગ્ય કારણ મળી આવશે.

# બાળકોને ઘરમાં ખાનગી રીતે બાપ્તિસ્મા આપવાની પદ્ધતિ

¶ દરેક મંડળીના પાળકોએ વારંવાર લોકોને સમજાવવું જોઇએ કે, તેઓએ પોતાનાં બાળકોનું બાપ્તિસ્મા કરાવવામાં, કોઈ મોટા કે યોગ્ય કારણ (જેથી પાળકને સંતોષ થાય,) વિના, તેમના જન્મ પછી પહેલો કે બીજો રવિવાર, કાંતો તેઓની વચ્ચે આવનાર કોઈ પવિત્ર દિવસ કરતાં મોડું ન કરે.

¶ વળી લોકોને એ પણ સમજાવવું જોઇએ કે, તેવાજ કોઈ મોટા અને અગત્યના કારણ વગર તેઓ પોતાનાં બાળકોનું બાપ્તિસ્મા પોતાના ઘરમાં ન કરાવે, પણ જો એવી જરૂર પડે તોજ, આ રીત પ્રમાણે બાપ્તિસ્મા થાય.

¶ પ્રથમ, તે જગ્યાનો પાળક, (અથવા પાળક ન હોય તો, બીજો કોઈ અધિકાર ધરાવનાર મળી શકે તે), જે લોકો ત્યાં હોય; તેમની સાથે ઈશ્વરની પ્રાર્થના કરીને પ્રભુની પ્રાર્થના બોલે, તથા મંડળી આગળ બાળકોને બાપ્તિસ્મા આપવાની પદ્ધતિમાં જે સારપ્રાર્થનાઓ ઠરાવેલી છે તેઓમાંથી, વખત વિચારીને, વંચાય તેટલી વાંચવી. પછી ત્યાં જે કોઈ હોય તે બાળકનું નામ રાખે, અને સેવક આ શબ્દો બોલીને તેના ઉપર પાણી રેડે :

......હું તને પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માના નામમાં બાપ્તિસ્મા આપું છું. આમેન.

¶ પછી બધાં ઘુંટણે પડે, અને સેવક દેવની ઉપકારસ્તુતિ કરીને આમ બોલે,

હે અત્યંત દયાળુ પિતા, અમે અંતઃકરણથી તારો ઉપકાર માનીએ છીએ કે, તેં દયા કરીને આ બાળકને તારા પવિત્ર આત્માથી નવો જન્મ આપ્યો છે, અને દત્તકપણાથી તારૂં પોતાનું બાળક કરીને તારી પવિત્ર કલીસીયાના શરીરનું અંગ બનાવ્યું છે. અમે નમ્રતાથી તને વિનંતિ કરીએ છીએ કે, એમ થાય કે જેમ તે હમણાં તારા પુત્રના મરણમાં ભાગિદાર થયું છે, તેમજ તેના પુનરૂત્થાનનું

પણ ભાગિદાર થાય; અને છેવટે તારા બાકીના પવિત્રો સાથે તારા અનંત રાજનો વારસ થાય; તેજ તારા પુત્ર ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુના આસરાથી. આમેન.

¶ આ રીતપ્રમાણે જેનું બાપ્તિસ્મા થયું હોય તે યથાર્થ અને પૂરી રીતે બાપ્તિસ્મા પામ્યું છે. માટે તે વિષે કોઈએ સંશય રાખવો નહિ, તેમજ તેનું બાપ્તિસ્મા ફરીથી કરવું નહિ. તથાપિ આ રીતે બાપ્તિસ્મી થએલું બાળક જો જીવી જાય, તો તે જગ્યાના પાળકે પોતે જો તેનું બાપ્તિસ્મા કર્યું હોય, તો તેણે ઘરમાં બાપ્તિસ્મા કરતી વખતે, બાપ્તિસ્માની જે ખરી રીત છે, તેજ પ્રમાણે તેનું બાપ્તિસ્મા કર્યું છે, તેની ખાતરી મંડળીને કરાવવા સારૂ તેને દેવળમાં આણવું જોઇએ અને એમ કરતાં તે આ પ્રમાણે બોલે:

હું તમને ખાતરી કરી આપું છું કે, કલીસીયાની યોગ્ય અને નીમેલી રીત પ્રમાણે મેં...... વખતે અને.........જગ્યામાં કેટલાક સાક્ષીઓની આગળ આ બાળકનું બાપ્તિસ્મા કીધું છે.

¶ પરંતુ કોઈ બીજા અધિકારયુક્ત સેવકે એ બાળકનું બાપ્તિસ્મા કીધું હોય, તો જે જગ્યામાં તે બાળકનો જન્મ થયો હોય કે તે બાપ્તિસ્મા પામ્યું હોય, તે જગ્યાના પાળકે, એ બાળક યથાવિધિ બાપ્તિસ્મા પામ્યું છે કે નહિ, તે વિષે ચોકસી તથા શોધ કરવી જોઇએ. એવે પ્રસંગે જેઓ બાળકને દેવળમાં લાવે, તેઓ એવો ઉત્તર આપે કે, આ બાળકનું બાપ્તિસ્મા થઈ ચૂક્યું છે. પછી સેવક તેમની વધારે ચોકસી કરતાં એમ પૂછે,

આ બાળકનું બાપ્તિસ્મા કોણે કર્યું?

જ્યારે આ બાળકનું બાપ્તિસ્મા થયું ત્યારે ત્યાં કોણ કોણ હતાં?

આવી અડચણની વેળાએ, ભય તથા ઉતાવળને લીધે આ સાક્રમેંટમાં જે વાતો અગત્યની છે, તે રહી જવાનો સંભવ રહે છે, માટે હું તમને વધારે પૂછવા માગું-છું કે કયા પદાર્થ વડે, આ બાળકને બાપ્તિસ્મા આપવામાં આવ્યું હતું?

કેવા શબ્દો વડે, આ બાળકને બાપ્તિસ્મા આપવામાં આવ્યું હતું?



¶ બાળકને આણનારા લોકના ઉત્તર પરથી જો સેવકને એવું જણાય કે જેમ થવું જોઇએ તેવીજ રીતે બધું કામ થએલું છે, તો તે બાળકને ફરી બાપ્તિસ્મા ન આપે, પણ આ શબ્દો બોલીને તેનો ખરા ખ્રિસ્તી લોકના ટોળામાં આવકાર કરે.

હું તમને ખાતરી કરી આપું છું કે, આ બાળકના બાપ્તિસ્મા વખતે સર્વ કાંઇ યોગ્ય પ્રકારે અને યથાવિધિ કરવામાં આવેલું છે. એ મૂળ પાપ તથા દેવના ક્રોધ તળે જન્મેલું હતું. પણ હવે બાપ્તિસ્માએ કરીને નવા જન્મના સ્નાનથી દેવનાં છોકરાંની, અને અનંત જીવનના વારસોની ગણ-ત્રીમાં લેવામાં આવ્યું છે; કેમકે આપણો પ્રભુ ઇસુ ખ્રિસ્ત એવાં બાળકોને પોતાની કૃપા તથા દયા આપવાને ના પાડતો નથી; પણ ઘણી મમતા સાથે તેમને પોતાની પાસે બોલાવે છે; ને પવિત્ર સુવાર્ત્તા પણ આપણા સમાધાનને સારૂ એ વાતની સાક્ષી આ રીતે આપે છે:

૫. માર્ક ૧૦. ૧૩

તેઓ ખ્રિસ્તની પાસે બાળકો લાવ્યા, કે તે તેઓને અડકે; ને શિષ્યોએ લાવનારાઓને ધમકાવ્યા, પણ ઇસુ તે જોઈને નાખુશ થયો, ને તેણે તેઓને કહ્યું કે, બાળકોને મારી પાસે આવવા દો, ને તેઓને વારો મા; કેમકે દેવનું રાજ્ય એવાંઓનું છે. હું તમને ખચિત કહું છું કે, જે કોઈ બાળકની માફક દેવનું રાજ્ય સ્વીકારશે નહિ, તે એમાં પ્રવેશ કરશેજ નહિ. અને તેણે તેઓને બાથમાં લીધાં, ને તેઓ પર હાથ મૂકીને તેઓને આશીર્વાદ દીધો.

¶ સુવાર્ત્તા વાંચી રહ્યા પછી સેવક તેમાંની વાતો પર આ ટુંક ઉપદેશ કહી સંભળાવે.

વહાલાંઓ, આ સુવાર્ત્તામાં આપણા તારનાર ખ્રિસ્તનાં વચન તમે સાંભળો છો, કે તેણે આજ્ઞા કરી છે કે, બાળકોને મારી પાસે લાવવા દો; અને જેઓ તેમને તેની પાસે આવવાથી અટકાવતા હતા, તેમને કેવી રીતે ધમકાવ્યા; તથા તેમના જેવું નિર્દોષપણું ધારણ કરવાને તે બધા લોકોને કેવી રીતે સમજાવે છે. તમે જુઓ છો કે, તેણે કેવી રીતે પોતાના

હાવભાવથી તથા કૃત્યથી પોતાની પ્રસન્નતા તેમના તરફ દેખાડી, કે તેમને છાતી સાથે લગાડીને, પોતાના હાથ તેમના ઉપર મૂક્યા, અને તેમને આશીર્વાદ દીધો. તે માટે તમે સંદેહ ન રાખો, પણ દઢ વિશ્વાસ કરો કે, તેણે એજ પ્રમાણે આ બાળકને પ્રસન્નતાથી માન્ય કીધું છે, ને પોતાની દયાની સોડમાં લીધું છે; અને જેમ તેણે પોતાના પવિત્ર શાસ્ત્રમાં વચન આપ્યું છે તે પ્રમાણે, તે તેને અનંત જીવનનો આશીર્વાદ આપીને, પોતાના સદાકાળના રાજમાં ભાગ આપશે. હવે, જ્યારે આ રીતે આપણને ખાતરી થઈ કે, આપણો આકાશી પિતા, તેના પુત્ર ઇસુ ખ્રિસ્તના કહ્યા પ્રમાણે, આ બાળકનું ભલું ઇચ્છે છે; તો આપણે વિશ્વાસુપણાએ અને ભક્તિભાવથી તેનો ઉપકાર માનીએ, અને પ્રભુએ પોતે જે પ્રાર્થના આપણને શિખાડી છે તે બોલીએ :

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી ઉપર તારી ઇચ્છા પૂરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર, અને અમને પરીક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર. આમેન.

¶ તે પછી પ્રીસ્ટ અને લોકો હજી ઉભા રહીને બોલે :

હે સર્વશક્તિમાન અને સનાતન દેવ, આકાશી પિતા, અમે નમ્રતાથી તારો ઉપકાર માનીએ છીએ કે, તેં પ્રસન્નતાથી અમને તારી કૃપાના જ્ઞાનમાં તથા તારા પરના વિશ્વાસમાં તેડ્યાં છે; અમારામાં સર્વદા આ જ્ઞાનને વધાર, અને એ વિશ્વાસને દઢ કરતો રહે. આ બાળકને તારો પવિત્ર આત્મા આપ, કે એ અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્ત વડે નવો જન્મ પામીને, અને અનંત ત્રાણનો વારસ બનીને તારો સેવક થઇ રહે, અને તારાં વચનોને પ્રાપ્ત કરે; તારો પુત્ર અમારો પ્રભુ ઇસુ ખ્રિસ્ત, જે



તારી અને પવિત્ર આત્માની સાથે, હમણાં અને સદાકાળ સુધી જીવે છે તથા રાજ કરે છે તેના આસરાથી. આમેન.

¶ પછી પ્રીસ્ટ તે બાળકનું નામ પૂછે, અને ધર્મબાપ તથા ધર્મમા તે બોલે : પછી સેવક કહે :

શું તું આ બાળક તરફથી, શેતાન તથા તેનાં સર્વ કામોનો, અને બધી લાલચ સુદ્ધાં સંસારની નકામી શોભા તથા વૈભવનો, અને શરીરની દૈહિક વાસનાઓનો એવી રીતે ત્યાગ કરે છે, કે તેમની પાછળ નહિ ચાલે, તથા તેમના વશમાં નહિ રહે ?

ઉત્તર—એ સર્વનો હું ત્યાગ કરૂં છું.

સેવક—સર્વશક્તિમાન દેવ જે પિતા, આકાશ તથા પૃથ્વીનો ઉત્પન્ન કરનાર, તે પર શું તું વિશ્વાસ કરે છે ?

અને ઇસુ ખ્રિસ્ત તેનો એકાકીજનિત પુત્ર, આપણો પ્રભુ, તે પર શું તું વિશ્વાસ કરે છે ? તે પવિત્ર આત્માના પરાક્રમથી ગર્ભસ્થાનમાં રહી, કુંવારી મરિયમથી જન્મ્યો; તેણે પંતિઅસ પીલાતના અધિકાર તળે દુઃખ વેઠ્યું, તે ક્રુસ પર જડાયો, મરણ પામ્યો, ને દટાયો, તે અદૃશ્ય લોકમાં ઉતરી ગયો; તે ત્રીજે દહાડે મુએલાંમાંથી જીવી ઉઠયો, તે આકાશમાં ચઢી ગયો, ને સર્વશક્તિમાન દેવ પિતાને જમણે હાથે બેઠો છે; ત્યાંથી તે જીવતાંનો તથા મુએલાંનો ન્યાય કરવા સારૂ આવવાનો છે.

અને પવિત્ર આત્મા; પવિત્ર કાથોલીક કલીસીઆ; પવિત્રોની સંગત; પાપની માફી; શરીરનું પુનરુત્થાન અને સર્વકાળનું જીવન; શું તું એ વાતો પર વિશ્વાસ કરે છે ?

ઉત્તર—એ બધી વાતો પર હું દઢ વિશ્વાસ રાખું છું.

સેવક—તો શું તું દેવની પવિત્ર ઇચ્છા અને આજ્ઞાઓને આધીનતાથી પાળીશ, ને આખું જીવન તે પ્રમાણે ચાલીશ ?

ઉત્તર—હું એમજ કરીશ.

¶ પછી પ્રીસ્ટ કહે,

આ બાળકને ખ્રિસ્તના ટોળાની મંડળીમાં લઇએ છીએ, અને તેના ઉપર

+ અહીંયાં પ્રીસ્ટ તે બાળકના કપાળ ઉપર ક્રુસનો આકાર કરે.

+ ક્રુસનો આકાર એ વાતના ચિહ્નને માટે કરીએ છીએ કે, હવે પછી ક્રુસે જડાએલા ખ્રિસ્તનો અંગિકાર કરવાથી તે લાજે નહિ, અને તેની ધજા તળે પાપ, જગત, અને શેતાન સાથે શુરાતનથી લડે; અને જીવનભર ખ્રિસ્તનો વિશ્વાસુ સિપાઈ તથા સેવક થઇને રહે. આમેન.

¶ પછી પ્રીસ્ટ કહે :

પ્રિય ભાઇઓ, એ જોઇને કે આ બાળક બાપ્તિસ્મા વડે નવો જન્મ પામ્યું છે, અને ખ્રિસ્તની કલીસીઆના શરીરમાં કલમરૂપે મેળવાઈ ગયું છે; તો એ લાભોને માટે આપણે સર્વશક્તિમાન દેવનો ઉપકાર માનીએ; અને એક ચિત્તનાં થઇને તેની પ્રાર્થના કરીએ કે, એ હવે પછી પોતાનું જીવન આ આરંભ પ્રમાણે કાઢે.

¶ પછી પ્રીસ્ટ કહે :

હે અત્યંત દયાળુ પિતા, અમે અંતઃકરણથી તારો ઉપકાર માનીએ છીએ કે, તેં દયા કરીને આ બાળકને તારા પવિત્ર આત્માથી નવો જન્મ આપ્યો છે, અને દત્તકપણાથી તારૂં પોતાનું બાળક કરીને તારી પવિત્ર કલીસીયાના શરીરનું અંગ બનાવ્યું છે. અમે નમ્રતાથી તને વિનંતિ કરીએ છીએ કે, એવું કર કે, જેમ તે પાપ સંબંધી મરીને, તથા ન્યાયીપણા સંબંધી જીવીને ખ્રિસ્તના મરણમાં તેની સાથે દટાઈ ગયું છે, તેમ જુના માણસપણાને ક્રુસ પર જડે, તથા પાપની આખી દેહનો નાશ કરે; અને જેમ એ તારા પુત્રના મરણમાં ભાગિદાર થયું છે, તેમજ તેના પુનરૂત્થાનનું પણ ભાગિદાર થાય; કે છેવટે તારી પવિત્ર કલીસીયાના બાકીના લોકો સાથે, તારા અનંત રાજનો વારસ થાય; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

¶ પછી બધાં ઉભાં થાય, અને સેવક ધર્મબાપ તથા ધર્મમાને આ નીચેનો ઉપદેશ સંભળાવે.

આ બાળકે, તમે જેઓ એનાં જામીન છો, તેઓ વડે એવું વચન આપ્યું છે કે, હું શેતાન અને તેનાં બધાં કામોનો ત્યાગ કરીશ, દેવ પર વિશ્વાસ રાખીશ, અને તેની સેવા કર્યાં કરીશ; તો જ્યારે આ બાળક શીખવા યોગ્ય થાય, ત્યારે એણે તમારા વડે કેવું ગંભીર વચન, પ્રતિજ્ઞા તથા અંગિકાર કીધો છે, તે વિષે એને શીખાડવું એ તમારો ધર્મ છે, તે ધ્યાનમાં રાખવું જોઇએ. અને આ વાતોને વધારે સારી રીતે જાણી શકે, માટે ઉપદેશ સાંભળવાનું એને ઉત્તેજન આપવું જોઇએ; અને તમારે વિશેષે કરીને એમ કરવું જોઇએ કે, તે પોતાની ભાષામાં વિશ્વાસનામુ, પ્રભુની પ્રાર્થના, તથા દશ આજ્ઞા શીખે; તથા ખ્રિસ્તીએ પોતાના આત્માની કુશળતાને માટે જેટલું જાણવું તથા માનવું જોઇએ, તે પણ શીખે; અને એ બાળક ધર્મમાં એવી રીતે ઉછેરવામાં આવે કે, ધાર્મિક તથા ખ્રિસ્તી ચાલ પ્રમાણે ચાલે; તથા નિત્ય ધ્યાનમાં રાખે કે, બાપ્તિસ્મા તો આપણા વિશ્વાસનું ચિહ્ન છે; તે એ કે, આપણે આપણા તારનાર ખ્રિસ્તનાં પગલામાં ચાલીએ, અને તેના જેવાં થઇએ; એટલે જેમ તે આપણે માટે મુઓ, અને ફરી જીવી ઉઠયો, તેમજ આપણે જેઓ બાપ્તિસ્મા પામ્યાં છીએ, તેઓ પાપ સંબંધી મરીએ, અને ન્યાયીપણા સંબંધી જીવી ઉઠીએ, અને પોતાની બધી ભુંડી તથા બગડેલી ઇચ્છાઓને સર્વદા મારતાં રહીએ, અને દરરોજ સર્વ સારી ચાલ તથા ભક્તિમાં વધારો કરતાં રહીએ.



¶ પણ, તે બાપ્તિસ્મા પાણી વડે, અને પિતા, પુત્ર, તથા પવિત્ર આત્માના નામમાં થએલું છે, (જે બાપ્તિસ્માનો અગત્યનો ભાગ છે), તેનો ખાતરીપૂર્વક ઉત્તર, પ્રીસ્ટના પ્રશ્નોના ઉત્તરમાં, જેઓ બાળકને દેવળમાં લાવે છે તેઓ ન આપે, તો પ્રીસ્ટ મંડળી આગળ બાળકોને બાપ્તિસ્મા આપવાની પદ્ધતિ પ્રમાણે, તે બાળકને બાપ્તિસ્મા આપે; પણ બાળકને કુંડમાં ડૂબકી ખવડાવતી વખતે આ પ્રમાણેના શબ્દો વાપરે.

......જો તારૂં બાપ્તિસ્મા ન થયું હોય તો, હું તને પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માના નામમાં બાપ્તિસ્મા આપું છું. આમેન.

# પુખ્ત ઉમ્મરે પહોંચેલાં, અને પોતાને માટે ઉત્તર આપી શકે તેવાંને

# બાપ્તિસ્મા આપવાની પદ્ધતિ

¶ જ્યારે કોઈ પુખ્ત વયે પહોંચેલાંઓનું બાપ્તિસ્મા કરાવવું હોય, ત્યારે તેનાં માબાપ અથવા બીજા કોઈ ડાહ્યા માણસ, ઓછામાં ઓછા એક અઠવાડીયા અગાઉથી, અધ્યક્ષને અથવા તેણે એ કામ પર જેને ઠરાવ્યો હોય તેને, ખબર આપે; કે તેમની યોગ્ય રીતે પરિક્ષા કરવાથી, એ વાતની ખાતરી થાય, કે તેમને ખ્રિસ્તી ધર્મની મૂળ વાતો વિષે સારૂં શિક્ષણ મળ્યું છે કે નહિ; અને તેઓને બોધ કરવામાં આવે કે, પ્રાર્થના તથા ઉપવાસ સહિત, આ પવિત્ર સંસ્કાર પામવા સારૂ તેઓ પોતાને તૈયાર કરે.

¶ અને જો તેઓ લાયક જણાય, તો (ઠરાવેલે રવિવારે અથવા પવિત્ર દિવસે, જ્યારે મંડળી એકઠી મળે ત્યારે) સવાર અથવા સાંજની પ્રાર્થનાના બીજા વાચન પછી, પાળકને યોગ્ય લાગે તેમ, ધર્મમાબાપ તેમને કુંડ આગળ હાજર કરે.

¶ અને પ્રીસ્ટ ત્યાં ઉભો રહીને, બાપ્તિસ્મા પામવા સારૂ જેટલાંને હાજર કરવામાં આવ્યાં હોય, તેમના વિષે પૂછે, કે આમાંથી કોઈ બાપ્તિસ્મા પામી ચૂકયાં છે કે નહિ? જો ઉત્તર આપે કે નહિ, ત્યારે પ્રીસ્ટ આ પ્રમાણે કહે :

હે વહાલાઓ, બધાં માણસો પાપની સાથે ગર્ભમાં પડીને જન્મે છે, અને જે દેહથી જન્મેલું તે દેહ છે, અને જે લોકો દૈહિક છે, તેઓ દેવને પ્રસન્ન કરી શકતા નથી. પરંતુ પોતાનું જીવન પાપમાં કાઢે છે, અને ઘણાં પાપકર્મ કર્યા કરે છે; અને આપણો તારનાર ખ્રિસ્ત કહે છે કે, જો માણસ પાણી અને પવિત્ર આત્માથી પુનર્જનિત ન થાય, અને નવો જન્મ ન પામે, તો તે દેવના રાજ્યમાં જઈ શકતો નથી; તે માટે હું તમને વિનંતિ કરૂં છું કે, આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તની મારફતે, દેવ પિતાની પ્રાર્થના કરો, કે તે પોતાની અત્યંત દયાવડે, આ માણસોને, જે પદાર્થ આપણને સ્વાભાવિક રીતે મળી શકતો નથી તે આપે, કે જેથી એઓ પાણી અને પવિત્ર આત્માથી બાપ્તિસ્મા પામીને ખ્રિસ્તની પવિત્ર કલીસીયામાં લેવામાં આવે, અને તેના જીવતા અવયવો બને.

¶ પછી પ્રીસ્ટ કહે,

આપણે પ્રાર્થના કરીએ.

¶ અહિં આખી મંડળી ઘુંટણ ટેકવે.

હે સર્વશક્તિમાન અને સનાતન દેવ, તેં પોતાની ઘણી દયાવડે નુહ તથા તેના કુટુંબને પાણીમાં નાશ પામવાથી વહાણવડે ઉગાર્યાં, અને તારા લોક ઇસ્રાએલપુત્રોને લાલ સમુદ્રમાંથી કુશળતાએ પાર ઉતારીને, તેમાં તારા પવિત્ર બાપ્તિસ્માની ઉપમા દેખાડી; ને તારા અતિ પ્રિય પુત્ર ઇસુ ખ્રિસ્તે, યર્દન નદીમાં બાપ્તિસ્મા લઇને, આત્મિક રીતે પાપને ધોઈ નાખવા સારૂ, પાણીને પવિત્ર કર્યું; અમે તારી અનહદ દયાને લીધે તને વિનંતિ કરીએ છીએ કે, આ તારા સેવકો પર દયાની નજર કર; એમને પવિત્ર આત્માથી ધો, અને પવિત્ર કર, કે એઓ તારા કોપથી છુટીને, ખ્રિસ્તના મંડળીરૂપી વહાણમાં લેવામાં આવે; અને વિશ્વાસમાં દૃઢ, તથા આશામાં આનંદિત થઇને, તથા પ્રીતિમાં મૂળ ઘાલીને, આ સંસારરૂપી દુઃખ-સાગરના મોજાઓથી, એવી રીતે પાર થઈ જાય કે, આખરે અનંત જીવનના દેશમાં પહોંચીને, તારી સાથે સર્વકાળ સુધી રાજ કર્યા કરે; અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્તના વસીલાથી. આમેન.

હે સર્વશક્તિમાન તથા અમર દેવ, ગરજવાનોના બેલી, અને તારૂં શરણ શોધનારાં બધાંના સહાયક, વિશ્વાસીઓના જીવન, અને મરેલાંના પુનરૂત્થાન, અમે આ માણસોને માટે, તને વિનંતિ કરીએ છીએ, કે એઓ જે તારા પવિત્ર બાપ્તિસ્માને માટે આવ્યાં છે તે, આત્મિક નવા જન્મવડે, પોતાનાં પાપોની માફી પામે; હે પ્રભુ, એમનો અંગિકાર કર,

અને જેમ તેં તારા અતિ વ્હાલા દીકરાની મારફતે વચન આપ્યું છે કે, માગો, ને તમને મળશે; શોધો, ને તમને જડશે; ઠોકો, ને તમારે સારૂ ઉઘાડવામાં આવશે, તેમ હમણાં અમે જે માગીએ છીએ તે અમને આપ, અમે જે શોધીએ છીએ તે અમને જડે, ને અમ ઠોકનારાંઓને સારૂ બારણું ઉઘાડ; કે જેથી આ માણસો તારા આકાશી સ્નાનનો અનંત આશીર્વાદ માણી શકે; અને અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્ત વડે જે સનાતન રાજનું વચન તેં આપ્યું છે, તેમાં પહોંચે. આમેન.

¶ પછી મંડળી ઉભી થાય, અને પ્રીસ્ટ કહે,

સુવાર્ત્તાની વાતો સાંભળો, જે પવિત્ર યોહાને પોતાની સુવાર્ત્તાના ત્રીજા અધ્યાયની પહેલી કલમથી લખી છે.

અને ફરોશીઓમાંનો નીકોદેમસ નામે એક જણ, જે યહુદીઓનો અધિકારી હતો, તેણે રાત્રે ઇસુની પાસે આવીને તેને કહ્યું કે, રાબી, અમે જાણીએ છીએ કે, તું દેવની પાસેથી આવેલો ઉપદેશક છે, કેમકે જો કોઈ માણસની સાથે દેવ ન હોય તો જે ચમત્કારો તું કરે છે તે તે કરી શકે નહિ. ઇસુએ ઉત્તર આપતાં તેને કહ્યું કે, હું તને ખચિત ખચિત કહું છું, કે જો કોઈ માણસ નવો જન્મ પામ્યું ન હોય તો તે દેવનું રાજ જોઈ શકતું નથી. નીકોદેમસ તેને કહે છે, માણસ ઘરડો થઇને જન્મ કેમ પામી શકે? તે શું બીજી વાર પોતાની માના પેટમાં પેસીને જન્મ લઇ શકે-છે? ઇસુએ ઉત્તર આપ્યો કે, હું તને ખચિત ખચિત કહું છું કે જો કોઇ માણસ પાણીથી તથા આત્માથી જનમ્યું ન હોય, તો તે દેવના રાજમાં જઇ શકતું નથી. જે દેહથી જન્મેલું તે દેહ છે; ને જે આત્માથી જન્મેલું તે આત્મા છે. મેં તને કહ્યું કે, તમારે નવો જન્મ પામવો જોઇએ, એથી અચરત ન થા. વા જ્યાં ચાહે છે ત્યાં વાય છે, ને તું તેનો અવાજ સાંભળે છે, પણ તે ક્યાંથી આવે છે ને ક્યાં જાય



છે, એ તું નથી જાણતો; હરેક જે આત્માથી જન્મેલું તે તેવુંજ છે.

¶ ત્યાર પછી તે આ ઉપદેશ સંભળાવે.

વહાલાંઓ, તમે આ સુવાર્ત્તામાં આપણા ત્રાતા ખ્રિસ્તનાં મ્હોનાં વચનો સાંભળો છો, કે જ્યાં સુધી માણસ પાણી અને પવિત્ર આત્માથી ન જન્મે, ત્યાંસુધી તે દેવના રાજ્યમાં જઇ શકતું નથી. એથી તમે જાણી શકો છો કે આ સાક્રમેંટ મળી શકે ત્યાંસુધી પાળવાની ઘણી અગત્ય છે. એજ પ્રમાણે, પવિત્ર માર્કની સુવાર્ત્તાના છેલ્લા અધ્યાયમાં આપણે જેમ વાંચીએ છીએ તેમ, તેના આકાશગમન અગાઉ, તરત જ તેણે પોતાના શિષ્યોને એમ કહીને આજ્ઞા આપી કે, તમે આખા જગતમાં જઇને આખી સૃષ્ટિને સુવાર્ત્તા પ્રગટ કરો. જે વિશ્વાસ કરે છે અને બાપ્તિસ્મા લે છે, તે તારણ પામશે; પણ જે વિશ્વાસ નહિ કરે, તે અપરાધી ઠરશે. એથી પણ જણાય છે કે, બાપ્તિસ્માથી આપણને કેવો મોટો લાભ થાય છે. એજ માટે જ્યારે પવિત્ર પ્રેરિત પીતરે પહેલી વાર સુવાર્ત્તા સંભળાવી, ત્યારે ઘણાંનાં મન વિંધાઇ ગયાં, અને તેઓએ પીતરને તથા બીજા પ્રેરિતોને કહ્યું કે, ભાઇઓ, અમે શું કરીએ? ત્યારે પીતરે ઉત્તર આપીને કહ્યું કે, પાપ નિવારણને અર્થે પસ્તાવો કરો, ને ઇસુ ખ્રિસ્તને નામે તમારામાંનો પ્રત્યેક બાપ્તિસ્મા પામો, ને તમને પવિત્ર આત્માનું દાન મળશે, કેમકે તે વચન તમારે સારૂ, તથા તમારાં છોકરાંને, તથા બધાં વેગળાંઓને, એટલે આપણો દેવ પ્રભુ જેટલાને પોતાની પાસે તેડશે, તેઓને સારૂ છે. પછી, તેણે તેમને બીજી ઘણી વાતો કહીને બોધ કીધો, કે તમે આ જમાનાના આડા લોકથી બચી જાઓ. વળી તેજ પ્રેરિત બીજી જગ્યામાં એવી સાક્ષી આપે છે કે, બાપ્તિસ્મા (જે દેહનો મેલ કાઢી નાખવો તે નહિ, પણ સારા અંતઃકરણથી દેવની આગળ ઉત્તર આપવો તેણે કરીને) ઇસુ ખ્રિસ્તના પુનરુત્થાનથી હમણાં આપણને

તારે છે, માટે તમે સંદેહ ન આણો, પણ દઢ વિશ્વાસ કરો કે, આ લોકો જે ખરો પસ્તાવો કરીને, તથા વિશ્વાસ રાખીને તેની પાસે આવે છે, તેમને તે પ્રસન્નતાથી માન્ય કરશે; તેમને તેમનાં પાપોની ક્ષમા અને પવિત્ર આત્માનું દાન આપશે; અને અનંત જીવનનો આશીર્વાદ આપીને, પોતાના સદાકાળના રાજમાં ભાગ આપશે.

હવે, જ્યારે આપણને આ રીતે ખાતરી થઇ કે આપણો આકાશી પિતા, તેના પુત્ર ઇસુ ખ્રિસ્તના કહ્યા પ્રમાણે આ માણસોનું ભલું ચાહે છે, તો આપણે વિશ્વાસુપણાએ અને ભક્તિભાવથી તેનો ઉપકાર માનીને કહીએ કે,

હે સર્વશક્તિમાન અને સનાતન ઇશ્વર, આકાશી પિતા, અમે નમ્રતાથી તારો ઉપકાર માનીએ છીએ કે તેં, કૃપા કરીને અમને, તારા અનુગ્રહના જ્ઞાનમાં અને તારા પરના વિશ્વાસમાં તેડયાં છે; અમારામાં સર્વદા આ જ્ઞાનને વધાર, અને એ વિશ્વાસને દઢ કરતો રહે. આ માણસોને તારો પવિત્ર આત્મા આપ, કે એઓ નવો જન્મ પામે, અને અનંત ત્રાણના વારસ થઈ જાય; અમારો પ્રભુ ઇસુ ખ્રિસ્ત, જે તારી અને પવિત્ર આત્માની સાથે, હમણાં અને સદાકાળ સુધી જીવે છે અને રાજ કરે છે તેના વસીલાથી. આમેન.

¶ પછી જેમનું બાપ્તિસ્મા થવાનું હોય તેમને પ્રીસ્ટ આ પ્રમાણે કહે.

હે વહાલાંઓ, તમે પવિત્ર બાપ્તિસ્મા પામવાની ઇચ્છા રાખીને અહીં આવ્યાં છો, અને મંડળીએ જે પ્રાર્થના કીધી તે તમે સાંભળી, કે આપણો પ્રભુ ઇસુ ખ્રિસ્ત પ્રસન્નતાથી તમારો અંગિકાર કરે, તમને આશીર્વાદ આપે, તમને તમારાં પાપોથી છોડાવે, અને તમને સ્વર્ગનું રાજ તથા અનંત જીવન આપે. તમે એ પણ સાંભળ્યું છે કે, જે બધી વાતો આપણે માગી છે, તે આપવાનું આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તે પોતાના પવિત્ર શાસ્ત્રમાં વચન દીધું છે; તે પોતા



તરફથી તો એ વચન ખરેખર ધ્યાનમાં રાખીને પૂરૂં કરશે.

જ્યારે ખ્રિસ્તે એવું વચન આપ્યું છે, તો એ અગત્યનું છે કે તમારે, આ તમારા સાક્ષીઓ અને આખી મંડળીની આગળ, પોતા તરફથી એવું વચન વિશ્વાસુપણાથી આપવું જોઇએ કે, અમે શેતાનનો તથા તેનાં બધાં કામોનો ત્યાગ કરીશું, દેવના પવિત્ર વચન પર દઢ વિશ્વાસ રાખીશું, અને તેની આજ્ઞાઓનું પાલન આધીનતાથી કરીશું.

¶ પછી પ્રીસ્ટ જેમનું બાપ્તિસ્મા થવાનું હોય, તે દરેકને પૃથક પૃથક આ પ્રશ્ન કરે.

પ્રશ્ન–શું તું શેતાન તથા તેનાં બધાં કામોનો અને બધી લાલચ સુદ્ધાં સંસારની નકામી શોભા તથા તેના વૈભવનો, અને શરીરની દૈહિક વાસનાઓનો એવી રીતે ત્યાગ કરે છે કે તું તેમની પાછળ નહિ ચાલે, અને તેમના વશમાં નહિ રહે?

ઉત્તર–એ સર્વનો હું ત્યાગ કરૂં છું.

પ્રશ્ન–સર્વશક્તિમાન દેવ જે પિતા, આકાશ તથા પૃથ્વીનો ઉત્પન્ન કરનાર, તે પર શું તું વિશ્વાસ કરે છે?

અને ઇસુ ખ્રિસ્ત તેનો એકાકીજનિત પુત્ર આપણો પ્રભુ, તે પર શું તું વિશ્વાસ કરે છે? તે પવિત્ર આત્માના પરાક્રમથી ગર્ભસ્થાનમાં રહી કુંવારી મરિયમથી જન્મ્યો; તેણે પંતિઅસ પીલાતના અધિકાર તળે દુઃખ વેઠયું, તે કુસ પર જડાયો, મરણ પામ્યો, ને દટાયો, તે અદૃશ્ય લોકમાં ઉતરી ગયો; તે ત્રીજે દહાડે મુએલાંમાંથી જીવી ઉઠયો, તે આકાશમાં ચઢી ગયો, ને સર્વશક્તિમાન દેવ પિતાને જમણે હાથે બેઠો છે; ત્યાંથી તે જીવતાંનો તથા મુએલાંનો ન્યાય કરવા સારૂ આવવાનો છે.

અને પવિત્ર આત્મા; પવિત્ર કાથોલીક કલીસીયા; પવિત્રોની સંગત; પાપની માફી; શરીરનું પુનરૂત્થાન; અને સર્વકાળનું જીવન; શું તું એ વાતો પર વિશ્વાસ કરે છે?

ઉત્તર–એ બધી વાતો પર

હું દૃઢ વિશ્વાસ રાખું છું.

પ્રશ્ન–શું એ વિશ્વાસ પર તું બાપ્તિસ્મા ચાહે છે ?

ઉત્તર–એવી મારી ઇચ્છા છે.

પ્રશ્ન–તો શું તું દેવની પવિત્ર ઇચ્છા અને આજ્ઞાઓને આધીનતાથી પાળીશ, ને આખું જીવન તે પ્રમાણે ચાલીશ ?

ઉત્તર–દેવની સહાયથી હું એમજ કરવાને યત્ન કરીશ.

¶ પછી પ્રીસ્ટ કહે,

હે દયાળુ દેવ, એવું કર કે, જુનો આદમ આ માણસોમાં એવી રીતે દટાઈ જાય, કે નવું માણસ એમનામાં જીવી ઉઠે તથા વધે. આમેન.

એવું કર કે, બધી દૈહિક વાસનાઓ એમનામાં મરણ પામે, અને જેટલી વસ્તુ આત્મા સાથે સંબંધ રાખેછે, તેઓ જીવી ઉઠે તથા વધે. આમેન.

એવું કર કે, શેતાન, જગત અને દેહ ઉપર જય મેળવવાને એઓ બળ અને શક્તિ પામે. આમેન.

એવું કર કે, આ માણસો, જેમને અહીંયાં અમારી પદ્વી અને સેવા વડે તને અર્પણ કરવામાં આવે છે, તેઓ, હે ધન્યવાન પ્રભુ દેવ, તું જે સદાકાળ જીવે છે તથા રાજ કરે છે, તારી દયા વડે આકાશી સદ્ગુણોથી ભરાઈ જાય, અને સદાકાળનો બદલો પામે. આમેન.

હે સર્વશક્તિમાન, સદા જીવતા દેવ, તારા અતિ વ્હાલા દીકરા ઇસુ ખ્રિસ્તે, અમારાં પાપોની માફીને સારૂ પોતાની અમુલ્ય કૂખમાંથી પાણી અને લોહી બન્ને વ્હેવડાવ્યાં; અને પોતાના શિષ્યોને આજ્ઞા આપી કે, જઇને બધી દેશજાતિઓને શિખાડો, અને તેમને પિતા તથા પુત્ર તથા પવિત્ર આત્માને નામે બાપ્તિસ્મા આપો; અમે તને વિનંતિ કરીએ છીએ કે; તું આ મંડળીની પ્રાર્થનાઓ સાંભળીને, આત્મિક રીતે પાપને ધોઈ નાખવા સારૂ આ પાણીને પવિત્ર કર; અને જે માણસોનું બાપ્તિસ્મા હમણાં એમાં થવાનું છે, તેઓ તારી કૃપાથી ભરાઈ જાય, અને સદા તારાં વિશ્વાસુ તથા નિવડેલાં છોકરાંની ગણત્રીમાં રહે; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને નામે તું એવું કર. આમેન.



¶ પછી દરેક બાપ્તિસ્મા લેનારનો જમણો હાથ ઝાલીને, પ્રીસ્ટ તેને પોતાને સારૂં લાગે તે પ્રમાણે કુંડ પાસે આણે, અને ધર્મબાપને તથા ધર્મમાને તેનું નામ પૂછે. પછી તેને પાણીમાં ડૂબકી ખવડાવીને, અથવા તેના પર પાણી રેડીને એમ બોલે કે,

.........હું તને પિતા તથા પુત્ર તથા પવિત્ર આત્માના નામમાં બાપ્તિસ્મા આપું છું. આમેન.

¶ પછી પ્રીસ્ટ કહે,

આ માણસને ખ્રિસ્તના ટોળાની મંડળીમાં લઇએ છીએ, + અહીંઆં અને તેના ઉપર +ક્રુસનો આકાર એ વાતના ચિહ્નને માટે કરીએ છીએ કે, હવે પછી ક્રુસે જડાએલા ખ્રિસ્તના વિશ્વાસનો અંગિકાર કરવાથી તે લાજે નહિ, અને તેની ધજા તળે, પાપ, જગત અને શેતાન સાથે શુરાતનથી લડે, અને જીવનભર ખ્રિસ્તનો વિશ્વાસુ સિપાઈ તથા સેવક થઇને રહે. આમેન.

+ પ્રીસ્ટ તે માણસના કપાળ પર ક્રુસનો આકાર કરે.

¶ પછી પ્રીસ્ટ કહે,

પ્રિય ભાઇઓ, એ જોઇને કે, આ માણસો નવો જન્મ પામ્યાં છે, અને ખ્રિસ્તની કલીસીયાના શરીરમાં કલમરૂપે મેળવાઈ ગયાં છે; તો એ લાભોને માટે આપણે સર્વશક્તિમાન દેવનો ઉપકાર માનીએ; અને એક ચિત્તનાં થઇને તેની પ્રાર્થના કરીએ, કે એઓ હવે પછીનું પોતાનું જીવન આ આરંભ પ્રમાણે કાઢે.

¶ પછી બધાં ઘુંટણે પડે, અને પ્રભુની પ્રાર્થના વંચાય.

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઇચ્છા પૂરી થાઓ; દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને

પરિક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર. આમેન.

હે આકાશી પિતા, અમે નમ્રતાથી તારો ઉપકાર માનીએ છીએ કે, તેં પ્રસન્નતાથી અમને તારી કૃપાના જ્ઞાનમાં અને તારા પરના વિશ્વાસમાં તેડ્યાં છે; અમારામાં સર્વદા એ જ્ઞાનને વધાર, અને એ વિશ્વાસને દૃઢ કરતો રહે. આ લોકોને તારો પવિત્ર આત્મા આપ, કે એઓ જે હમણાં નવો જન્મ પામ્યાં છે, અને અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્ત વડે સર્વકાળિક તારણનાં વારસ થયાં છે, તેઓ તારાં દાસ થઇને રહે, અને તારાં વચનોને પ્રાપ્ત કરે; તારો પુત્ર અમારો પ્રભુ ઇસુ ખ્રિસ્ત, જે તેજ પવિત્ર આત્માની ઐકયતામાં, તારી સાથે સદા સર્વકાળ લગી જીવે છે અને રાજ પણ કરે છે, તેના વસીલાથી. આમેન.

¶ પછી બધાં ઉભાં થાય, અને પ્રીસ્ટ આ નીચેનો ઉપદેશ સંભળાવતાં, ધર્મબાપ અને ધર્મમાને પ્રથમ કહે,

આ માણસોએ તમારી આગળ વચન આપ્યું છે કે, અમે શેતાન અને તેનાં બધાં કામોનો ત્યાગ કરીશું, દેવ પર વિશ્વાસ રાખીશું, અને તેની સેવા કર્યા કરીશું; તો આ મંડળી આગળ અને વિશેષ કરીને તમે જેઓ એમનાં પસંદ કરેલાં સાક્ષીઓ છો, તે તમારી આગળ, એ લોકોએ કેવો ગંભીર કરાર, પ્રતિજ્ઞા અને કબુલાત કરી છે, એ તેમને યાદ દેવડાવ્યા કરવું, એ તમારી ફરજ છે, એ તમારે ધ્યાનમાં રાખવું જોઇએ. તમારે એઓને એ પણ સમજાવવું જોઇએ કે, એઓ દેવના પવિત્ર વચનનું યથાર્થ શિક્ષણ મેળવવા સારૂ ઘણી મહેનત કરે; કે જેથી એઓ કૃપામાં અને આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તના જ્ઞાનમાં વધારો કરતાં રહે, અને આ જગતમાં ભક્તિથી, ન્યાયીપણાથી અને પરહેજગારીથી જીવન કાઢે.

¶ અને પછી તે નવા બાપ્તિસ્મા પામેલા લોકો ભણી ફરીને આ પ્રમાણે કહે,



અને તમે જેઓએ હમણાં બાપ્તિસ્મા વડે ખ્રિસ્તને પહેરી લીધો છે, તમારો પણ ધર્મ છે, કે જેમ તમે ઇસુ ખ્રિસ્ત પર વિશ્વાસ લાવવાથી દેવનાં અને અજવાળાનાં છોકરાં થઈ ગયાં છો, તેમ ખ્રિસ્તી તેડાને અને અજવાળાનાં છોકરાંને, શોભે છે, તેવીજ ચાલ ચાલો; અને નિત્ય ધ્યાનમાં રાખો કે, બાપ્તિસ્મા તો આપણા વિશ્વાસનું ચિહ્ન છે એટલે એ કે, તારનાર ખ્રિસ્તના નમુનાપર આપણે ચાલીએ, અને તેના જેવાં થઇએ; એટલે જેમ તે આપણે માટે મુઓ, અને પાછો જીવી ઉઠયો, તેમજ આપણે જેઓ બાપ્તિસ્મા પામ્યાં છીએ, તેઓ પાપ સંબંધી મરીએ, અને ન્યાયીપણા સંબંધી જીવી ઉઠીએ, અને પોતાની બધી ભુંડી અને બગડેલી ઇચ્છાઓને સદા મારતાં રહીએ, અને દર-રોજ સર્વ સારી ચાલ તથા ભક્તિમાં વધારો કરતાં રહીએ.

¶ એ યોગ્ય છે કે, દરેક માણસ જેનું આ પ્રમાણે બાપ્તિસ્મા થાય, તે બાપ્તિસ્મા પછી જેમ બને તેમ ઉતાવળથી, સગવડ ભરેલો પ્રસંગ મળવા પર બીશપના હાથથી સ્થિરીકરણ લે, કે તે પવિત્ર સંગતમાં દાખલ થઇ શકે.

¶ જો કોઈ એવાં હોય, કે જેમનું બાપ્તિસ્મા નાનપણમાં ન થયું હોય, અને પોતે જવાબ આપી શકે એટલી પુખ્ત ઉમ્મરે નહિ પહોંચ્યાં હોય, અને બાપ્તિસ્મા પામવા સારૂ લાવવામાં આવે, તો તેમને માટે, મંડળી આગળ બાળકોને બાપ્તિસ્મા આપવાની પદ્ધતિ, (અથવા જો ભયભરેલી હાલતમાં હોય તો, ) ખાનગી રીતે બાપ્તિસ્મા આપવાની પદ્ધતિ કામમાં લેવાય તો બસ થશે. પણ બાળકની જગ્યાએ છોકરો કે છોડી કે માણસ એ શબ્દનું પ્રસંગ પ્રમાણે બદલાણ કરવું.

---

# કેટેકીઝમ

## અથવા

## મંડળીનો સવાલ જવાબ

બીશપ આગળ સ્થિરીકરણને માટે લાવવા પહેલાં, જે શિક્ષણ દરેક માણસને મળવું જોઇએ તે:

પ્રશ્ન– તારૂં નામ શું છે?

ઉત્તર– ... ... ...

પ્રશ્ન– એ નામ તને કોણે આપ્યું?

ઉત્તર– મારાં ધર્મબાપોએ મારા બાપ્તિસ્મા વખતે આપ્યું; તેથી હું ખ્રિસ્તનો અવયવ, દેવનું બાળક, અને આકાશી રાજ્યનો વારસ થયો.

પ્રશ્ન– તારાં ધર્મમાબાપોએ તે વખતે તારે સારૂ શું કર્યું?

ઉત્તર– તેમણે મારા નામમાં ત્રણ વાતોનું વચન આપીને પ્રતિજ્ઞા કરી. પહેલી એ કે, હું શેતાન તથા તેનાં બધાં કામોનો, આ દુષ્ટ જગતના વૈભવ અને વ્યર્થતાનો, તથા દેહની બધી પાપી વાસનાઓનો ત્યાગ કરી દઈશ. બીજી એ કે, હું ખ્રિસ્તી ધર્મની બધી મૂળ વાતો પર વિશ્વાસ રાખીશ. અને ત્રીજી એ કે, હું દેવની પવિત્ર ઈચ્છા તથા આજ્ઞાઓને પાળીશ અને મારા જીવનના બધા દિવસો સુધી તે પ્રમાણે ચાલીશ.

પ્રશ્ન– જેમ તેમણે તારે માટે વચન આપ્યું હતું, તેમ વિશ્વાસ રાખવાને તથા ચાલવાને તું બંધાએલો છે, એમ તું ધારે છે શું?

ઉત્તર– હા, ખરેખર મને એમ લાગે છે; અને દેવની મદદથી હું એમજ કરીશ. અને આપણા આકાશવાસી પિતાએ આપણા તારનાર ઇસુ ખ્રિસ્ત વડે મને આ તારણની સ્થિતિમાં તેડયો છે, એ માટે હું અંતઃકરણથી તેનો ઉપકાર માનું છું, અને હું દેવની પ્રાર્થના કરૂં છું કે, તે મને પોતાની કૃપા આપે, એ સારૂ કે હું મારા જીવનના અંત સુધી તેમાં ટકી રહું.

કેટેકીસ્ટ.

તારા વિશ્વાસની મૂળ વાતો કહી સંભળાવ.

ઉત્તર.

સર્વશક્તિમાન દેવ જે પિતા, આકાશ તથા પૃથ્વીનો ઉત્પન્ન કરતાર, તે પર હું વિશ્વાસ કરૂં છું.

અને ઇસુ ખ્રિસ્ત તેનો એકનોએક પુત્ર, અમારો પ્રભુ, તે પર હું વિશ્વાસ કરૂં છું. તે પવિત્ર આત્માના પરાક્રમથી ગર્ભસ્થાનમાં રહી, કુંવારી મરિઅમથી જન્મ્યો, તેણે પંતિઅસ પીલાતના અધિકાર તળે દુઃખ વેઠયું, ક્રુસ પર જડાયો, મરણ પામ્યો, ને દટાયો; તે અદૃષ્ય લોકમાં ઉતરી ગયો; તે ત્રીજે દહાડે મુએલાંમાંથી જીવી ઉઠયો, તે આકાશમાં ચઢી ગયો, ને સર્વશક્તિમાન દેવ પિતાને જમણે હાથે બેઠો છે; ત્યાંથી તે જીવતાંનો તથા મુએલાંનો ન્યાય કરવા સારૂ આવવાનો છે.

અને પવિત્ર આત્મા પર હું વિશ્વાસ કરૂં છું. પવિત્ર કાથોલીક કલીસીયા; પવિત્રોની સંગત; પાપોની માફી; શરીરનું પુનરુત્થાન, અને સર્વકાળનું જીવન, એ વાતો પર હું વિશ્વાસ કરૂં છું.

પ્રશ્ન. તારા વિશ્વાસની આ મૂળ વાતો પરથી તું મુખ્યત્વે કરીને શું શીખે છે?

ઉત્તર. પહેલું, દેવ પિતા, જેણે મને તથા આખા જગતને ઉત્પન્ન કીધું, તેના પર વિશ્વાસ રાખવાને શીખું છું.

બીજું, દેવ પુત્ર, જેણે મને તથા બધી માનવજાતને ખંડી લીધી છે, તેના પર વિશ્વાસ રાખવાને શીખું છું.

ત્રીજુ, દેવ પવિત્ર આત્મા, જે મને તથા દેવના સઘળા નિવડીત લોકોને પવિત્ર કરે છે, તેના પર વિશ્વાસ રાખવાને શીખુ છું.

પ્રશ્ન.

તેં કહ્યું કે, તારાં ધર્મમાબાપોએ તારે માટે દેવની આજ્ઞાઓનું પાલણ કરવાનું વચન આપ્યું હતું. ત્યારે બોલ, કે તે કેટલી છે?

ઉત્તર—દસ

પ્રશ્ન—તે કઈ છે?

ઉત્તર.

તે એજ કે જે દેવે નિર્ગમનના વીસમા અધ્યાયમાં એમ બોલીને કહી દેખાડી કે, હું પ્રભુ તારો છું, જે તને મીસર દેશમાંથી એટલે દાસપણાના ઘરમાંથી કાઢી લાવ્યો.

૧. હું પરમેશ્વર તારો દેવ છું. મારી સન્મુખ તારે કોઈ અન્ય દેવો ન હોય.

૨. તું પોતાને સારૂ કોઈ કોરેલી મૂર્તિ ન કર, ઉપર આકાશમાંની, કે નીચે ભૂમિમાંની, કે ભૂમિની તળેનાં પાણીમાંની કોઈ પણ ચીજની પ્રતિમા ન કર; તું તેઓની આગળ ન નમ, ને તેઓની સેવા ન કર; કેમકે હું તારો દેવ યહોવાહ આસ્થાવાન દેવ છું; જેઓ મારો દ્વેષ કરે છે, તેઓની ત્રીજી ચોથી પેઢી સુધી, બાપોના અન્યાયની શિક્ષા છોકરાં પર લાવનાર, ને મારા પર જે પ્રીતિ કરે છે, તે મારી આજ્ઞાઓ પાળે છે, તેઓની હજારો પેઢી પર દયા દર્શાવનાર છું.

૩. તારા દેવ યહોવાહનું નામ તું વૃથા ન લે, કેમકે જે તેનું નામ વૃથા લે છે, તેને યહોવાહ નિર્દોષ નહિ ગણશે.

૪. સાબ્બાથ દિનને પવિત્ર પાળવાને તું તેનું સ્મરણ રાખ. છ દિવસ તું ઉદ્યોગ કર ને તારૂં સઘળું કામ કર, પણ સાતમો દિવસ યહોવાહ તારા દેવનો સાબ્બાથ છે, તેમાં તું કાંઈ કામ ન કર. તું કે તારો દીકરો, કે તારી દીકરી, કે તારો દાસ, કે તારી દાસી, કે તારાં ઢોર, કે તારા દરવાજાની અંદરનો પરદેશી; કેમકે છ દિવસમાં યહોવાહે આકાશ તથા પૃથ્વી, સમુદ્ર તથા તેઓમાંનાં સર્વને ઉત્પન્ન કીધાં ને સાતમે દિવસે તે સ્વસ્થ રહ્યો; એ માટે યહોવાહે સાબ્બાથ દિનને આશીર્વાદ દઈને તેને પવિત્ર ઠરાવ્યો.

૫. તારા બાપનું તથા તારી માનું તું સન્માન રાખ, કે તારો દેવ યહોવાહ જે દેશ તને આપે છે, તેમાં તારૂં આયુષ્ય દીર્ઘ થાય.

૬. તું ખુન ન કર.

૭. તું વ્યભિચાર ન કર.

૮. તું ચોરી ન કર.



૯. તું તારા પડોસી વિરૂદ્ધ જુઠી સાક્ષી ન પૂર.

૧૦. તું તારા પડોસીના ઘર પર લોભ ન રાખ; તારા પડોસીની સ્ત્રી, કે તેનો દાસ, કે તેની દાસી, કે તેનો બળદ, કે તેનું ગધેડું, કે તારા પડોસીનું જે કાંઈ હોય, તે પર તું લોભ ન રાખ.

પ્રશ્ન.

આ આજ્ઞાઓ પરથી તું વિશેષે કરીને શું શીખે છે?

ઉત્તર—હું બે વાતો શીખું છું; એટલે દેવની તરફ મારો ધર્મ કેવો છે તે, અને પડોસી તરફ મારો ધર્મ કેવો છે તે.

પ્રશ્ન—દેવ તરફ તારો ધર્મ કેવો છે?

ઉત્તર—દેવના તરફ મારો ધર્મ એ છે કે, હું તેના પર વિશ્વાસ રાખું, તેની બીક રાખું, તેના પર મારા પૂરા હૃદયથી, મારા પૂરા મનથી, મારા પૂરા જીવથી અને મારા પૂરા સામર્થ્યથી પ્રીતિ કરૂં; તેની ભક્તિ કરૂં, તેનો ઉપકાર માનું, તેના ઉપર સંપૂર્ણ ભરોસો રાખું; તેની વિનંતી કરૂં, તેના પવિત્ર નામ અને વચનને માન આપું, અને મારા જીવનના બધા દિવસ સત્યતાથી તેની સેવા કરૂં.

પ્રશ્ન—તારા પડોસી તરફ તારો ધર્મ કેવો છે?

ઉત્તર—મારા પડોસી તરફ મારો ધર્મ એ છે કે, જેવી હું પોતા પર પ્રીતિ કરૂં છું, તેવીજ મારા પડોસી ઉપર પ્રીતિ કરૂં; અને જેમ હું ઇચ્છું છું કે બીજાં માણસો મારી સાથે વર્તે, તેમજ હું બધાની સાથે વર્તું, મારાં માબાપ પર પ્રેમ રાખું, તેમનું સન્માન અને સંભાળ કરૂં; મહારાજા અને તેના હાથ તળે જે અધિકારીઓ છે, તેમને માન આપું, અને તેમની આજ્ઞા પાળું; મારા બધા ઉપરીઓ, શિક્ષકો, ધર્મગુરૂઓ, તથા ધણીઓને આધીન રહું; મારા કરતાં જે મોટાં તેમની સાથે નમ્રતા અને આદરભાવથી વર્તું; કોઇને વાત અથવા કામ વડે દુઃખી ન કરૂં; મારા બધા વ્હેવારમાં ન્યાયીપણાથી અને સત્યતાથી વર્તું; મારા મનમાં દ્વેષ અને અદેખાઈ ન રાખું;

મારા હાથને ચોરી ચખારીથી, અને મારી જીભને ભુંડું તથા જુઠું બોલવાથી, અને ચાડી કરવાથી સાચવું; મારા શરીરને સ્વદમન, બુદ્ધિ અને પવિત્રતામાં રાખું; બીજાના માલનો લોભ અને ઇચ્છા ન કરૂં; પરંતુ મારૂં પોતાનું ગુજરાન મેળવવા શીખું, તેમજ ખરેખરી મહેનત કરૂં; અને ઇશ્વર મને જે સ્થિતિમાં રાખે તેમાં મારી ફરજ બજાવ્યા કરૂં.

કેટેકીસ્ટ.

મારા પ્રિય દીકરા, આ જાણ કે તું દેવની ખાસ કૃપા વગર તારા પોતાથી આ વાતો કરવા, અને દેવની આજ્ઞાઓમાં ચાલવા, અને તેની સેવા કરવા સારૂ શકિતમાન નથી; માટે તે કૃપા મેળવવા માટે તારે બધે વખતે મનથી પ્રાર્થના કરવાનું શીખવું જોઇએ; તો મને સંભળાવ કે તને પ્રભુની પ્રાર્થના બોલતાં આવડે છે કે નહિ.

ઉત્તર.

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઇચ્છા પુરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને પરિક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર. આમેન.

પ્રશ્ન—આ પ્રાર્થનામાં તું ઇશ્વર પાસેથી શું માગે છે?

ઉત્તર—મારો પ્રભુ દેવ, આપણો આકાશી બાપ, જે બધાં સારાં વાનાંનો આપનાર છે, તેની પાસે એ માગું છું કે, તે મને તથા બધાં માણસોને પોતાની એવી કૃપા આપે, કે જેથી, અમારે કરવું જોઇએ તેમ, અમારાથી તેની ભકિત, સેવા અને આજ્ઞાપાલન થાય. અને હું દેવની એવી પ્રાર્થના કરૂં છું કે, અમારી દેહ અને આત્મા બન્ને માટે જેટલી વસ્તુ જોઇએ તે તે અમોને આપે; અને અમારા પર દયા કરીને અમારાં પાપની માફી આપે; અને દેહ



તથા આત્માનાં બધાં જોખમોમાં તે અમારો બચાવ તથા રક્ષણ કરે; અને અમોને સઘળાં પાપ અને ભુંડાઇથી, તથા અમારા આત્મિક શત્રુથી, તથા સદાકાળના મોતથી અમારી સંભાળ કરવાને તે પ્રસન્ન થાય. અને મને ભરોસો છે કે, તે પોતાની દયા તથા કરૂણાને લીધે, આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તને લીધે એમ કરશેજ; તે માટે હું આમેન, એટલે એમજ થાઓ, એમ બોલું છું.

પ્રશ્ન.

ખ્રિસ્તે પોતાની કલીસીયામાં કેટલા સાક્રમેંટ ઠરાવ્યા છે?

ઉત્તર—કેવળ બે, જે સાધારણ રીતે તારણને માટે અગત્યના છે, એટલે બાપ્તિસ્મા અને પ્રભુનું ભોજન.

પ્રશ્ન—આ 'સાક્રમેંટ' શબ્દનો તું કેવો અર્થ કરે છે?

ઉત્તર—હું જે અર્થ સમજું છું તે એ કે, આપણને જે અંતર્ગત અને આત્મિક અનુગ્રહ આપવામાં આવે છે તે પ્રાપ્ત કરવાનું સાધન, અને આપણને તે મળ્યું છે. તેની ખાત્રી કરનારૂં પ્રમાણ, જે ખ્રિસ્તે પોતે તેનું બાહ્ય તથા દૃષ્ય ચિહ્ન થવાને સ્થાપ્યું છે તે.

પ્રશ્ન—સાક્રમેંટમાં કેટલા ભાગ છે?

ઉત્તર—બે; એટલે બાહ્ય દૃષ્ય ચિહ્ન, અને અંતર્ગત આત્મિક અનુગ્રહ.

પ્રશ્ન—બાપ્તિસ્મામાં બાહ્ય દૃષ્ય ચિહ્ન એટલે રૂપ કયું છે?

ઉત્તર—પાણી; જેમાં બાપ્તિસ્મા પામનાર માણસને પિતા તથા પુત્ર, તથા પવિત્ર આત્માના નામમાં જળસંસ્કાર અપાય છે.

પ્રશ્ન—અંતર્ગત અને આત્મિક અનુગ્રહ તે શું છે?

ઉત્તર—પાપ સંબંધી મરવું, અને ન્યાયીપણા સંબંધી નવો જન્મ પામવો તે: કેમકે મૂળ પ્રકૃતિએ પાપમાં જન્મ પામીને આપણે કોપનાં છોકરાં હતાં, પરંતુ બાપ્તિસ્માએ કરીને કૃપાનાં છોકરાં થઇએ છીએ.

પ્રશ્ન—બાપ્તિસ્મા લેનાર માણસોને શું કરવાનું કહેવામાં આવે છે?

ઉત્તર—પસ્તાવો, જેથી તેઓ પાપનો ત્યાગ કરે છે; અને વિશ્વાસ, જેથી એ સાક્રમેંટમાં તેમને દેવે આપેલાં વચન પર તેઓ દઢ ભરોસો કરે છે.

પ્રશ્ન—તોં જ્યારે બાળકો તેમની કોમળ વયને કારણે એ વચનો પાળી શકતાં નથી, તો તેમને શા માટે બાપ્તિસ્મા આપવામાં આવે છે?

ઉત્તર—કારણ કે તેઓ તેમનાં જામીનો વડે એ કરવાનું વચન આપે છે; અને એ વચન જ્યારે તેઓ મોટાં થાય ત્યારે પાળવાને બંધાય છે.

પ્રશ્ન—પ્રભુના ભોજનનો સાક્રમેંટ શાં માટે સ્થાપવામાં આવ્યો?

ઉત્તર—ખ્રિસ્તના મરણનું બળિદાન, અને તે થકી જે લાભ આપણને મળે છે, તેનું જાથુકનું સ્મરણ કરવા માટે.

પ્રશ્ન—પ્રભુના ભોજનમાં બાહ્યભાગ કે ચિહ્ન કયું છે?

ઉત્તર—રોટલી અને દ્રાક્ષારસ, જે લેવાની પ્રભુએ આજ્ઞા કરી છે.

પ્રશ્ન—અંદરનો ભાગ, એટલે જે આ ચિહ્નો વડે પ્રદર્શિત કરવામાં આવે છે તે શું?

ઉત્તર—ખ્રિસ્તનું શરીર અને લોહી, જેને વિશ્વાસીઓ પ્રભુના ભોજનમાં ખરેખર અને વાસ્તવિક રીતે લે છે અને ગ્રહણ કરે છે તે.

પ્રશ્ન—એ વડે જે લાભ આપણને મળે છે તે કયા?

ઉત્તર—જે રીતે રોટલી અને દ્રાક્ષારસથી આપણાં શરીરોને બળ અને તાજગી મળે છે, તેવીજ રીતે ખ્રિસ્તના માંસ અને લોહી વડે આપણા આત્માઓને બળ અને તાજગી મળે છે.

પ્રશ્ન—જેઓ પ્રભુનું ભોજન લેવા આવે તેમણે શું કરવું જોઇએ?

ઉત્તર—નવું જીવન જીવવા માટે દૃઢ નિશ્ચય કરીને પોતાનાં આગળનાં પાપોનો ખરો પસ્તાવો અમને થયો છે કે નહિ; ખ્રિસ્તને લીધે દેવની જે દયા તે પર અમારો સજીવ વિશ્વાસ છે કે નહિ, ખ્રિસ્તના મરણનું અમે આભારીપણા સાથે સ્મરણ કરીયે છીએ કે નહિ, અને બધાં માણસો જોડે પ્રીતિમાં રહેવા માગીએ છીયે કે નહિ, તે વિષે પોતાની પારખ કરવી.



¶ દરેક મંડળીના પાળકે, રવિવારે તથા પવિત્ર દિવસોએ, સાંજની પ્રાર્થનાના બીજા વાંચન પછી, મંડળીનાં જેટલાં છોકરાં તેની પાસે મોકલવામાં આવે, તેમાંથી જેટલાં તેને લાયક જણાય, તેટલાંને દેવળમાં બધાંની સામે કાળજીથી આ સવાલ જવાબના કોઈ કોઈ ભાગમાંથી શીખવવું અને પરિક્ષા લેવી.

¶ અને બધાં માબાપે તથા ઘરબારી માણસોએ, તેમનાં જેટલાં છોકરાં, ચાકર અને કામશિખાઉ માણસો, જેઓ સવાલજવાબ નહિ શીખ્યા હોય, તેઓને માટે એવી ગોઠવણ કરવી કે, તેમને શીખવા માટે અહીં જેટલું ઠરાવેલું છે, તે બધું શીખી રહે ત્યાં સુધી, તેઓ નીમેલે વખતે દેવળમાં આવે, અને પાળકની વાત આધીનપણા સાથે સાંભળે, અને તેના કહ્યા પ્રમાણે નિયમસર ચાલે.

¶ જ્યારે છોકરાં પુરી વયનાં થઇને, વિશ્વાસનામું, પ્રભુની પ્રાર્થના, અને દશ હુકમ પોતાની માતૃભાષામાં સંભળાવી શકે, અને આ સંક્ષિપ્ત સવાલ જવાબના બીજા પ્રશ્નોના જવાબ આપી શકે ત્યારે તેઓ બીશપ આગળ લવાય, અને તેમનું સ્થિરિકરણ થાય; એ વાતની સાક્ષીને સારૂ પ્રત્યેકને એક ધર્મબાપ, કે એક ધર્મમા જોઇએ.

¶ સ્થિરિકરણને માટે છોકરાંઓને પોતા આગળ લાવવા જ્યારે બીશપ પોતાની મરજી જાહેર કરે, ત્યારે પ્રત્યેક જગ્યાનો પાળક, પોતાની મંડળીનાં જે માણસોને સ્થિરિકરણ કરાવવા બીશપ આગળ રજુ કરવાનું યોગ્ય ધારે, તેટલાનાં નામ લખીને, પોતાની સાથે લાવે, કાંતો લખીને મોકલે, અને જો બીશપ એઓને માન્ય રાખે તો આ નીચેની રીત પ્રમાણે તેમનું સ્થિરિકરણ કરવામાં આવે.

# સ્થિરિકરણની પદ્ધતિ

## એટલે

## જેઓનું બાપ્તિસ્મા થએલું છે, અને પુખ્ત વયે પહોંચ્યાં છે, તેઓના માથા પર હાથ મૂકવાની રીત.

¶ ઠરાવેલા દિવસે સ્થિરિકરણ લેનારાં બધાં બીશપ આગળ અનુક્રમે ઉભાં કરવામાં આવે, અને તે (અથવા બીજો કોઈ સેવક, જેને તે ઠરાવે તે) નીચેની પ્રસ્તાવના વાંચે.

સ્થિરિકરણ પામનારાંઓને એ વિધિ વધારે લાભદાયી થાય એવા હેતુથી, કલીસીયાને એ સારૂં લાગ્યું કે, હવે પછી જેઓ વિશ્વાસનામું, પ્રભુની પ્રાર્થના અને દશ આજ્ઞા કહી સંભળાવે, અને ટુંકા સવાલજવાબમાં જે બીજા પ્રશ્નો છે તેનાં ઉત્તર આપી શકે, તેઓ વિના બીજા કોઈનું સ્થિરિકરણ કરવું નહિ. આ આજ્ઞા પાળવાથી ઘણો નિયમ સચવાય છે; એટલે કે, જ્યારે છોકરાં સમજણાં થાય, અને તેમનાં ધર્મમાબાપોએ તેમના બાપ્તિસ્મા વખતે તેમને સારૂ કેવાં વચનો આપ્યાં હતાં તે વિષે જાણીતાં થાય, ત્યારે તેઓ પોતાના મુખથી અને મરજીથી કલીસીયા આગળ ઉઘાડી રીતે એ વચનો કબૂલી લઈ તેમને પાકાં કરે; અને એવું વચન પણ આપે કે, જે વાતોને અમે અમારા મુખે કબૂલ રાખી છે, તેમને દેવની કૃપાથી વિશ્વાસુપણે પાળવા અમે સદા લગી મહેનત કરતાં રહીશું.

¶ પછી બીશપ બોલે,

તમારા બાપ્તિસ્મા વખતે તમારી વતી જે ગંભીર વચન તથા પ્રતિજ્ઞા કરવામાં આવ્યાં હતાં તેમને, દેવ તથા આ મંડળી આગળ, બીજી વાર માની લો છો; અને તેમને પોતા માટે કબૂલી લઈને પાકાં કરો છો, અને એમ



માનો છો કે, તમારાં ધર્મમાબાપોએ તમારી વતી જે સઘળાં વચનો આપ્યાં હતાં તે માનવાને તથા તે પ્રમાણે ચાલવાને તમે બંધાએલાં છો?

¶ દરેક જણ મોટે સાદે ઉત્તર આપે,

હા, હું એમ માનું છું.

બીશપ—આપણી સહાય દેવના નામમાં છે;

ઉત્તર—જેણે આકાશ તથા પૃથ્વી ઉત્પન્ન કર્યાં છે.

બીશપ—પ્રભુના નામને ધન્ય હોજો;

ઉત્તર—હમણાંથી સદાસર્વકાળ સુધી.

બીશપ—પ્રભુ, અમારી પ્રાર્થના સાંભળ.

ઉત્તર—અને અમારો સાદ તારી પાસે પહોંચવા દે.

બીશપ.

આપણે પ્રાર્થના કરીએ.

હે સર્વશક્તિમાન તથા સદા જીવતા દેવ, તેં કૃપા કરીને તારાં આ સેવકોને પાણી અને પવિત્ર આત્મા થકી નવો જન્મ પમાડયો છે, અને તેમને તેમનાં સઘળાં પાપોની માફી આપી છે; હે પ્રભુ, અમે તને વિનવીએ છીએ કે, પવિત્ર આત્મા સંબોધક વડે એમને બળવાન કર, અને એઓમાં તારી કૃપાનાં વિવિધ દાનો પ્રતિદીન વધારતો રહે; એટલે, બુદ્ધિ અને સમજણનો આત્મા; સલાહ અને આત્મિક પરાક્રમનો આત્મા; જ્ઞાન અને ખરી ભક્તિનો આત્મા; અને હે પ્રભુ, એમને તારા પવિત્ર ભયના આત્મા વડે, હમણાં અને સદા લગણ ભરપૂર કરતો રહે. આમેન.

¶ પછી બધાં એક પછી એક બીશપ આગળ આવી ઘુંટણે પડે. અને તે પ્રત્યેક જણના માથા પર પૃથક પૃથક પોતાનો હાથ મૂકીને નીચે પ્રમાણે બોલે:

હે પ્રભુ, તારા આ બાળક (તારા આ દાસ કે દાસી)ની રક્ષા તારા આકાશી અનુગ્રહથી કર. કે તે સર્વકાળ સુધી તારોજ થઈ રહે; અને જ્યાં સુધી તે તારા સર્વકાળિક રાજ્યમાં આવે, ત્યાં સુધી તારા પવિત્ર આત્મામાં પ્રતિદીન વધારો કરતો રહે. આમેન.

¶ પછી બીશપ કહે,

પ્રભુ; તમારી સાથે રહો.

ઉત્તર—અને તારા આત્માની સાથે પણ રહો.

¶ પછી બધાં ઘુંટણે પડે ત્યારે બીશપ આગળ વધીને બોલે,

આપણે પ્રાર્થના કરીએ.

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઇચ્છા પૂરી થાઓ, દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને પરિક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છૂટકો કર. આમેન.

¶ પછી આ સારપ્રાર્થના

હે સર્વ શકિતમાન અને સદા જીવતા દેવ, જે વાતો ઉત્તમ અને તારા ઇશ્વિરી મહાત્મ્યને સંતોષદાયક છે, તે ઇચ્છવાની અને કરવાની તું અમારામાં પ્રેરણા કરે છે; તારા જે દાસો પર, તારા પવિત્ર પ્રેરિતોના નમૂના પ્રમાણે, અમે હમણાં હાથ મૂકયા છે; એ સારૂ કે, તેઓ પ્રત્યે તારી મહેરબાની અને કૃપાળુ પ્રસન્નતા છે એવી આ નિશાણીથી તેઓને ખાત્રી થાય, તેઓ માટે અમે તારી આગળ દીન વિનંતિ કરીએ છીએ. અમે તને વિનવીએ છીએ કે, તારો પિતા સમાન હાથ તેઓ પર સદા રહે; તારો પવિત્ર આત્મા તેઓ સાથે હમેશાં રહે; અને એમને તારા વચનના જ્ઞાન અને આધીનપણામાં એવી રીતે દોર, કે છેવટે તેઓ અનંત જીવન સંપાદન કરે, ઇસુ ખ્રિસ્ત અમારો પ્રભુ, જે તારી અને પવિત્ર આત્માની સાથે, સદા એક દેવ યુગોયુગ જીવે છે અને રાજ્ય કરે છે તેના વસીલાથી. આમેન.

હે સર્વશક્તિમાન પ્રભુ, અને સદા જીવતા દેવ, અમે તને વિનંતિ કરીએ છીએ કે, તું દયા કરીને અમારાં મન અને શરીર બન્નેની તારા નિયમના માર્ગોમાં અને તારી આજ્ઞાઓ પ્રમાણે ચાલવામાં દોરવણી કર; તેમને પવિત્ર કર, અને તેમને તારા અધિકાર તળે રાખ, કે જેથી અમે, આ લોકમાં તેમજ પરલોકમાં તારી સમર્થ રક્ષા થકી, દેહ અને આત્મા સહિત રક્ષાએલાં રહીએ; અમારા પ્રભુ, તથા તારનાર ઇસુ ખ્રિસ્તના આસરાથી. આમેન.



¶ પછી બીશપ આ વચનો બોલીને તેઓને આશીર્વાદ આપે.

સર્વ શકિતમાન દેવ, પિતા, પુત્ર અને પવિત્ર આત્માનો આશીર્વાદ તમ પર થાઓ; અને સર્વદા તમારી સાથે રહો. આમેન.

¶ જ્યાં સુધી કોઈ માણસનું સ્થિરિકરણ ન થાય, કાં તો તે સ્થિરિકરણ મેળવવાની પોતાની સિદ્ધતા કે મરજી ન દેખાડે, ત્યાં સુધી તેને પવિત્ર સંગતમાં લેવામાં ન આવે.

---

# પવિત્ર લગ્નક્રિયાની પદ્ધતિ

¶ પ્રથમ જેઓનાં લગ્ન થવાનાં હોય, તે બધાંનો લગ્ન પોકાર, ત્રણ જુદા જુદા રવિવારોએ અથવા પર્વના દિવસોએ, દેવળમાં ઈશ્વર સેવા (સવારની, નહિ તો સાંજની) વખતે, બીજા વાચન પછી તરતજ આપવામાં આવે, પાળકે નીચેની ઠરાવેલી રીત પ્રમાણે તે કરવું.

હું......જગ્યાના......અને ......જગ્યાની......ના લગ્નની ખબર આપું છું. આ બે જણને પવિત્ર લગ્નમાં નહિ જોડાવાનું કોઈ કારણ અથવા યોગ્ય અટકાયત તમારામાંનું કોઈ જાણતું હોય, તો તે તમારે કહી દેખાડવું જોઇએ. આ પહેલી (બીજી કે ત્રીજી) વારનો પ્રશ્ન છે.

¶ અને જે લોકોનું લગ્ન થવાનું છે, તેઓ જો જુદાં જુદાં ગામોમાં રહેતાં હોય તો લગ્ન પોકાર બેઉ જગ્યામાં આપવામાં આવે; અને લગ્ન પોકાર ત્રણ વાર અપાયા છે, એવું બીજી મંડળીના પાળક તરફથી ખાત્રી પત્રક મળ્યા વગર તેઓ વચ્ચે લગ્ન સંબંધ જોડવો નહિં.

¶ જેઓનું લગ્ન થવાનું હોય તેઓ લગ્નને સારૂ નીમેલે દિવસે અને વખતે, પોતાના મિત્રો તથા પડોસીઓ સાથે, દેવળના જે ભાગમાં લોકો બેસે છે ત્યાં આવે, અને ત્યાં પુરૂષ જમણી બાજુએ અને સ્ત્રી ડાબી બાજુએ પાસે પાસે ઉભાં રહે. તે પછી પ્રીસ્ટ નીચે પ્રમાણે બોલે:

પ્રિય બંધુજનો, આ પુરૂષ અને આ સ્ત્રીને પવિત્ર લગ્નમાં જોડવાને આપણે હીયાં દેવસમક્ષ તથા આ મંડળી સમીપ એકઠાં થયાં છીએ. લગ્નવિધિ પવિત્ર છે, અને દેવે તેને માણસની નિર્દોષાવસ્થામાં નિર્માણ કીધો છે; એવી રીતે તે આપણને ખ્રિસ્ત અને તેની મંડળી વચ્ચેનો ભેદી સંબંધ દર્શાવે છે; અને ખ્રિસ્તે પોતે ગાલીલના કાનામાં હાજરી આપીને અને પોતાનો પ્રથમ ચમત્કાર કરવાથી એ પવિત્ર સ્થિતિને સૌંદર્ય તથા શોભા આપી છે; વળી પાઉલ સંતે એ વિધિને સઘળાં માણસોમાં પ્રતિષ્ઠિત કહી દેખાડયો છે:



અને એજ માટે કોઇએ વગર વિચાર્યે, હલકટપણે કે લંપટતા સાથે, સમજણ વગરનાં નિર્બુદ્ધ પશુઓની માફક માણસોની દૈહિક દુર્વાસનાઓ અને પાપી વૃત્તિઓ તૃપ્ત કરવાના હેતુથી તેમાં પેસવું કે જોડાવું નહિ, પરંતુ માનપૂર્વક અને વિવેક સાથે, સમજી વિચારીને, સાવધાની સાથે, અને દેવનો ભય ધરીને લગ્ન કરવું જોઇએ; અને જે કારણોને લીધે લગ્નવિધિ ઠરાવવામાં આવ્યો છે તેમનો યોગ્ય વિચાર કરીને લગ્ન કરવું જોઇએ.

પહેલું, તેથી સંતતિ પેદા થઇને, તેઓ પ્રભુના નામના મહિમાને સારૂ તેના ભયમાં તથા શિક્ષણમાં ઉછેરવામાં આવે એને માટે તેને સ્થાપેલો છે.

બીજું, પાપનો ઉપાય થવા, અને વ્યભિચારથી બચવા સારૂ તેને સ્થાપન કર્યો છે; એ હેતુથી કે જેઓને ઇંદ્રિય દમન કરવાનું દાન અપાયું નથી તેવાં માણસો પરણીને, પોતાને ખ્રિસ્તના શરીરના નિર્મળ અવયવો તરીકે સાચવી રાખે.

ત્રીજું, સુખમાં અને દુઃખમાં તેઓને એકમેકની સંગત, સહાય તથા દિલાસો મળે, એ સારૂ તેને સ્થાપેલો છે.

એવી પવિત્ર સ્થિતિમાં જોડાવાને આ બે જણ હમણાં હીયાં આવ્યાં છે. માટે નિયમ પ્રમાણે એઓને નહિ જોડાવાનું કોઈ યોગ્ય કારણ કોઈ માણસ દેખાડી શકે, તો તે હમણાં બોલે, નહિ તો હવે પછી સર્વદા છાનો થાય.

¶ પછી જેમનું લગ્ન થવાનું છે તેમને પણ બોલીને કહે,

હું તમ બન્નેને પૂછું છું ને આજ્ઞા કરૂં છું કે, ન્યાયના ભયાનક દિવસે જ્યારે હૃદયોની ગુપ્ત વાતો પ્રગટ કરવામાં આવશે, ત્યારે તમારે જવાબ આપવો પડશે એ જાણીને, જો તમારામાંના કોઇને એવી કાંઈ અટકાયત હોય કે જેને લીધે તમે નિયમ પ્રમાણે લગ્નમાં જોડાઈ ન શકો, તો હમણાં તે જાહેરમાં આણો, અને એ નક્કી જાણો કે જેટલાં દેવના વચનમાં લખેલા નિયમ વિરૂદ્ધ જોડાય છે, તેમને દેવ નથી જોડતો. અને તેમનું લગ્ન તે નિયમસર નથી.

¶ લગ્નને દિવસે જો કોઈ માણસ એવી અટકાયત જાહેર કરે, કે જેને લીધે દેવના તેમજ રાજ્યના નિયમ પ્રમાણે તેઓ લગ્નગ્રંથીમાં જોડાઈ ન શકે, તો તે અને તેની સાથેના ભરોસાદાર જામીનો એ દાવો સાબિત કરવાને વરકન્યાને મુચરકા આપે, અને વળી (લગ્ન કરનારાંને જે કાંઈ ખર્ચ થાય તે ભરી આપવાને માથે લે), તો ખરાખોટાની ચોકસી થાય ત્યાં સુધી લગ્ન કરવાનું મુલતવી રખાય.

¶ જો અટકાવવાની કોઈ વાત ન નીકળે તો પછી પાળક પુરૂષને કહે,

......દેવના નિયમ પ્રમાણે વિવાહની પવિત્ર સ્થિતિમાં આ સ્ત્રી સાથે જીવન ગાળવાને, શું તું એને પોતાની પરણેતર સ્ત્રી થવાને માન્ય કરે છે? શું તું એના પર પ્રીતિ કરીશ, એને દિલાસો આપીશ, એને માન આપીશ, અને માંદગીમાં તથા સુખાકારીમાં એની સંભાળ કરીશ; અને તમે જીવો ત્યાંલગી બીજી બધીને છોડીને, માત્ર એનીજ સાથે સંબંધ રાખીશ?

¶ પુરૂષ ઉત્તર આપે,

હા, હું એમજ કરીશ.

¶ પછી પ્રીસ્ટ સ્ત્રીને કહે,

દેવના નિયમ પ્રમાણે વિવાહની પવિત્ર સ્થિતિમાં આ પુરૂષ સાથે જીવન ગાળવાને, શું તું એને પોતાનો પરણેતર ધણી થવાને માન્ય કરે છે? શું તું એના કહ્યામાં રહીશ, એની સેવા કરીશ, એના પર પ્રીતિ રાખીશ, એને માન આપીશ, અને માંદગીમાં તથા સુખાકારીમાં એની સંભાળ કરીશ; અને તમે બન્ને જીવો ત્યાંલગી, બીજા બધાને છોડીને, માત્ર એનીજ સાથે સંબંધ રાખીશ?

¶ સ્ત્રી ઉત્તર આપે,

હા, હું એમજ કરીશ.

¶ પછી સેવક કહે,

કોણ આ સ્ત્રીને આ પુરૂષ સાથે વિવાહમાં આપે છે?

¶ પછી તેઓ આ પ્રમાણે એક બીજાને વચન આપે. સેવક સ્ત્રીને તેના બાપના કે મિત્રના હાથથી લઈને, પુરૂષના જમણા હાથથી સ્ત્રીનો જમણો હાથ પકડાવે અને પોતાની પાછળ આમ કહેવડાવે,



હું......તને......ને મારી લગ્નની પત્ની કરી લઉં છું, અને મોત આપણને જુદાં પાડે ત્યાંલગી, દેવના પવિત્ર નિયમ પ્રમાણે, સુખમાં તથા દુઃખમાં, સંપત્તિમાં તથા દરિદ્રતામાં, માંદગીમાં તથા સુખાકારીમાં આજથી તને પોતાની કરી રાખીશ; તારા પર પ્રીતિ રાખીશ, અને તને આનંદિત રાખીશ; અને એ વાતનું હું તને વચન આપું છું.

¶ પછી તેઓ હાથ છોડી દે; અને સ્ત્રી પોતાના જમણા હાથથી પુરૂષનો જમણો હાથ પકડીને, સેવકની પાછળ પાછળ આમ બોલે,

હું......તને......ને મારો લગ્નનો વર કરી લઉં છું, અને મોત આપણને જુદાં પાડે ત્યાંલગી દેવના પવિત્ર નિયમ પ્રમાણે, સુખમાં તથા દુઃખમાં, સંપત્તિમાં તથા દરિદ્રતામાં, માંદગીમાં તથા સુખાકારીમાં, આજથી તને પોતાનો કરી રાખીશ; તારા પર પ્રીતિ રાખીશ, અને તારા કહ્યામાં રહીશ; અને એ વાતનું હું તને વચન આપું છું.

¶ પછી તેઓ પાછા હાથ મૂકી દે; અને પુરૂષ સ્ત્રીને એક વીંટી આપે, અને તે સાથે પ્રીસ્ટ તથા તેના સહાયકારીનું દાપું પુસ્તક પર મૂકે. પછી પ્રીસ્ટ વીંટી લઇને પુરૂષને આપે, કે તે સ્ત્રીના ડાબા હાથની ચોથી આંગળીમાં પહેરાવે, અને પુરૂષ તે વીંટી ઝાલીને પ્રીસ્ટના કહેવા પ્રમાણે બોલે,

હું આ વીંટીથી તને વરી લઉં છું, અને મારી દેહથી તને માન આપું છું, અને મારી બધી આર્થિક સંપત્તિ તને આપી દઉં છું; પિતા તથા પુત્ર, તથા પવિત્ર આત્માના નામે. આમેન.

¶ પછી પુરૂષ સ્ત્રીના ડાબા હાથની ચોથી આંગળીમાં વીંટી રહેવા દે, અને બન્ને જણ ઘુંટણે પડે; પછી સેવક બોલે,

આપણે પ્રાર્થના કરીએ.

હે સનાતન ઈશ્વર, બધી માણસ જાતના ઉત્પન્નકર્ત્તા તથા પાળનાર, બધી આત્મિક કૃપાના આપનાર, સદાકાળીક જીવનના ઉત્પાદક, આ તારાં સેવકો, આ પુરૂષ અને આ સ્ત્રી, જેમને અમે તારાં નામમાં આશિષ દઇએ છીએ, તેમના પર તારો

આશીર્વાદ મોકલ; કે, જેમ ઈસ્હાક અને રિબ્કાહ એકબીજા સાથે વિશ્વાસુપણે રહેતાં હતાં, તે પ્રમાણે આ બન્ને જણ જે વચન અને કરાર તેઓ વચ્ચે થએલાં છે (જે વીંટી આપવામાં અને લેવામાં આવી તે એનું ચિહ્ન તથા પ્રમાણ છે), તેને ખરી રીતે પાળે, અને તેઓ સર્વદા પૂરા પ્રેમ અને શાંતિમાં એક બીજા સાથે રહીને તારા નિયમોને અનુસરીને જીવન ગાળે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

¶ ત્યાર પછી પ્રીસ્ટ તેમના જમણા હાથો મેળવીને બોલે,

જેમને દેવે જોડ્યાં છે, તેમને કોઈ માણસ જુદાં ન કરે.

¶ પછી સેવક મંડળીને કહે,

હવે...... તથા...... પવિત્ર લગ્નમાં સહમત થયાં છે, અને દેવ તથા આ મંડળી આગળ એ વાતની જાહેરાત કીધી છે; વળી તેઓએ એ વિષે એક બીજાને પરસ્પર સત્ય વચન દીધું છે, અને વીંટી આપવાથી તથા લેવાથી, તેમજ હાથોના મેળવવાથી એ જાહેર કર્યું છે; તે માટે હું એમને ધણી ધણી-આણી કરી કહું છું; પિતા તથા પુત્ર, તથા પવિત્ર આત્માના નામમાં. આમેન.

¶ અને સેવક આ આશીર્વાદ પણ આપે,

દેવ પિતા, દેવ પુત્ર, દેવ પવિત્ર આત્મા, તમને આશીર્વાદ આપો, અને તમારૂં પાલણ તથા રક્ષણ કરો; પ્રભુ દયા કરીને તમારા પર કૃપાદૃષ્ટિ કરો; અને તમને બધા આત્મિક આશીર્વાદ તથા અનુગ્રહથી ભરપૂર કરો, કે તમે આ જીવનમાં એવી રીતે સાથે રહો, કે આવનાર જગતમાં તમને સર્વકાળનું જીવન મળે. આમેન.

¶ પછી સેવક અથવા સહાયકારીઓ પ્રભુની મેજ આગળ જઇને આ સ્તોત્ર વાંચે કે ગાય.

## સ્તોત્ર ૧૨૮

યહોવાહથી જે ડરે છે, ને તેના માર્ગોમાં ચાલે છે, તે સર્વને ધન્ય છે.

કેમકે તું તારા હાથની મહેનતનું ખાઈશ; તું સુખી થઈશ, ને તારૂં કલ્યાણ થશે.



તારી સ્ત્રી તારા ઘરના અંતઃપુરમાં ફળવંત દ્રાક્ષવેલાના જેવી થશે; તારાં છોકરાં તારી મેજની આસપાસ જૈતવૃક્ષના રોપ જેવાં થશે.

જુઓ, યહોવાહથી જે ડરે છે તેને એવો આશીર્વાદ મળશે.

સિયોનમાંથી યહોવાહ તને આશીર્વાદ આપશે, ને તારા આયુષ્યના સર્વ દિવસો સુધી તું યરૂશાલેમનું કલ્યાણ જોઈશ.

હા, તું પોતાના છોકરાંનાં છોકરાં જોઈશ. ઈસ્રાએલને શાંતિ થાઓ.

પિતા, તથા પુત્ર, તથા પવિત્ર આત્માને મહિમા થાઓ;

જેવો આરંભમાં હતો, હમણાં છે, ને સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

¶ અથવા આ સ્તોત્ર.

## સ્તોત્ર ૬૭

ઈશ્વર અમારા પર કૃપા કરી અમને આશીર્વાદ દે, ને તેના મુખનો પ્રકાશ અમારા પર પાડે.

એ માટે કે તારો માર્ગ પૃથ્વી પર જણાય, ને તારૂં તારણ સર્વ દેશ જાતિઓનું પ્રગટ થાય.

હે ઈશ્વર, લોકો તારી ઉપકારસ્તુતિ કરે; સર્વ લોકો તારી ઉપકારસ્તુતિ કરે.

દેશજાતિઓ આનંદ કરે, ને હરખથી ગાય; કેમકે તું લોકોનો અદલ ઈન્સાફ કરશે, ને પૃથ્વી પરની દેશજાતિઓ પર રાજ્ય કરશે.

હે ઈશ્વર, લોકો તારી ઉપકારસ્તુતિ કરે; સર્વ લોકો તારી ઉપકારસ્તુતિ કરે.

પૃથ્વીએ પોતાનું ફળ આપ્યું છે; દેવ, હા, આપણો દેવ, આપણને આશીર્વાદ આપશે.

દેવ આપણને આશીર્વાદ આપશે. ને પૃથ્વીની સર્વે સીમાઓ તેનાથી બીહીશે.

પિતા તથા પુત્ર, તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ.

જેવો આરંભમાં હતો, હમણાં છે, ને સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

¶ સ્તોત્ર પુરૂં થયા પછી, પુરૂષ તથા સ્ત્રી પ્રભુની મેજ આગળ ઘુંટણે પડે, અને પ્રીસ્ટ મેજ પાસે ઉભો રહીને અને તેમના તરફ મોઢું કરીને કહે,

પ્રભુ, અમ પર દયા કર.

ઉત્તર—ખ્રિસ્ત અમ પર દયા કર.

સેવક—પ્રભુ, અમ પર દયા કર.

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઈચ્છા પૂરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને પરિક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર. આમેન.

સેવક—ઓ પ્રભુ, તારાં દાસ તથા દાસીને બચાવ;

ઉત્તર—જેઓ તારા પર ભરોસો રાખે છે.

સેવક—ઓ પ્રભુ, તારા પવિત્રસ્થાનમાંથી એમને સારૂ સહાય મોકલ;

ઉત્તર—અને સદા એમની આડ થા.

સેવક—એમને માટે સામર્થ્યનો ગઢ થા.

ઉત્તર—એમના શત્રુઓની સામે.

સેવક—ઓ પ્રભુ, અમારી પ્રાર્થના સાંભળ.

ઉત્તર—અને અમારો સાદ તારી પાસે પહોંચવા દે.

સેવક.

હે ઈબ્રાહીમના દેવ, ઈસ્હાકના દેવ, તથા યાકુબના દેવ, આ તારાં દાસોને આશીર્વાદ દે, અને તેમનાં હૃદયોમાં સર્વકાળના જીવનનું બી વાવ; એ માટે કે તેઓ તારા પવિત્ર વચનમાંથી પોતાના લાભને માટે જે કાંઈ શીખે, તે પ્રમાણે તેઓ ચાલે પણ ખરાં. હે પ્રભુ, આકાશમાંથી એઓ પર દયાથી જો, અને એમને આશિષ આપ, અને જેમ ઈબ્રાહીમ તથા સારાહ પર, તેમના મોટા દિલાસાને માટે, તેં તારો આશીર્વાદ મોકલ્યો, તેવીજ રીતે દયા કરીને તારાં આ સેવકો પર દયા કરીને તારો આશીર્વાદ મોકલ; કે એઓ તારી ઈચ્છાને આધીન થઇને, અને સદા તારી સંભાળ તળે સુરક્ષિત રહીને, તેમના જીવનના અંત લગી તારા પ્રેમમાં રહે: ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

¶ જો સ્ત્રીને પ્રસુતિ થવાનું બંધ થયું હોય, તો નીચેની પ્રાર્થના મૂકી દેવી.

હે દયાળુ પ્રભુ, અને આકાશી પિતા, જેના કૃપાળુ દાન થકી મનુષ્યજાતની વૃદ્ધિ થાય છે; અમે તને વિનંતિ કરીએ છીએ કે, તારા આશીર્વાદ વડે આ બે જણની એવી સહાય કર કે, તેઓ બેઉ સંતતિ ઉપજાવવામાં ફળવંત થાય, અને ધાર્મિક પ્રેમ તથા સારાપણામાં એટલા દિવસ સુધી જીવે કે, તેઓ પોતાના છોકરાંને ખ્રિસ્તી રીતે અને સદ્ગુણમાં ઉછરેલાં જુવે, જેથી તને સ્તુતિ તથા માન મળે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

હે દેવ, તેં તારા મહાન પરાક્રમવડે બધી વસ્તુઓ શુન્યકારમાંથી ઉત્પન્ન કરી છે; અને (બીજી વસ્તુઓને નિયમમાં મૂકીને) એવું પણ ઠરાવ્યું કે, તારા સ્વરૂપ અને પ્રતિમા પ્રમાણે ઉત્પન્ન કરાએલા પુરૂષમાંથી સ્ત્રીની ઉત્પત્તિ થાય; અને એઓ બેઉને એકબીજા સાથે જોડીને, એવું શીખવ્યું કે, જેમને તેં લગ્નગ્રંથીમાં એક કર્યાં છે તેઓને જુદાં કરવાં કદી ઉચિત નથી; હે દેવ, તેં વિવાહની સ્થિતિને પવિત્ર કરીને એવા અત્યુત્તમ ભેદમાં નિર્માણ કરાયેલી છે કે, ખ્રિસ્ત અને તેની મંડળી વચ્ચેનાં આત્મિક લગ્ન અને એકતા તે વડે દેખાડી આપવામાં આવે છે; તારાં આ સેવકો પર દયાની નજર કર, કે (જેમ ખ્રિસ્તે પોતાની કન્યા એટલે મંડળીપર પોતાપરના જેટલો પ્રેમ કરીને તેને સારૂ પોતાને આપી દીધો, તેવીજ રીતે તારા વચનને અનુસરીને આ પુરૂષ પોતાની સ્ત્રીપર પ્રીતિ કરે, અને એમજ આ સ્ત્રી પણ પોતાના ધણીની પ્રેમાળ, સુશીલ, વિશ્વાસુ તથા આજ્ઞાંકિત પત્ની થઇ રહે; અને પૂરી કોમળતા, સાવધાની અને શાંતિમાં રહીને, પવિત્ર તથા ભક્તિશીળ સ્ત્રીઓના નમુના પ્રમાણે ચાલે. હે પ્રભુ,

એ બન્નેને આશીર્વાદ દે, અને તારા સર્વકાળિક રાજ્યના વારસામાં એમને રહેવાનું આપ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

¶ પછી પ્રીસ્ટ કહે,

સર્વશક્તિમાન દેવ, જેણે આદીએ આપણાં માતાપિતા આદમ તથા હવાને ઉત્પન્ન કીધાં, અને તેમને પવિત્ર કરીને લગ્નમાં જોડ્યાં, તે તમારાપર પોતાની કૃપાનું ધન વરસાવો, તમને પવિત્ર કરો અને આશીર્વાદ આપો, કે તમે દેહ અને આત્મા બન્ને વડે, તેને પ્રસન્ન કરો, અને તમારા જીવનના અંત લગી, પવિત્ર પ્રેમમાં એક સાથે મળીને રહો. આમેન.

¶ આ પછી, વર વહુની ફરજો વિષે કોઈ ભાષણ ન હોય તો સેવક નીચે પ્રમાણે ઉપદેશ વાંચે:

તમે સર્વ, જેમનાં લગ્ન થયાં છે, અથવા જેઓ લગ્નની પવિત્ર અવસ્થા પોતાપર લેવાનું ધારો છો, તેઓ સાંભળો કે, વરનો ધર્મ વહુ તરફ કેવો હોવો જોઈએ, તે વિષે પવિત્ર શાસ્ત્ર શું કહે છે.

પવિત્ર પાઉલ, એફેસીઓના પત્રના પાંચમાં અધ્યાયમાં પરણેલા માણસોને એવી આજ્ઞા આપે છે કે, વરો, તમે પોતાની વહુઓ પર પ્રેમ કરો, જેમ ખ્રિસ્તે પણ મંડળી પર પ્રીતિ કીધી, ને તેને વાસ્તે પોતાને સોંપ્યો તેમ; એ સારૂ કે વાતથી પાણીને સ્નાને શુદ્ધ કરીને, તે એને પવિત્ર કરે, એ સારૂ કે તે એને પોતાની પાસે મહિમાવંતી રાખે, એટલે એવી મંડળી કે જેને ડાઘ કે કરચલી કે એવું કંઈ ન હોય; પણ તે પવિત્ર તથા નિર્દોષ હોય. એમજ વરોએ જેમ પોતાનાં શરીરો પર તેમ પોતાની વહુઓ પર પ્રેમ કરવો; જે પોતાની વહુ પર પ્રેમ કરે છે, તે પોતા પર પ્રેમ કરે છે; કેમકે કોઈ માણસે પોતાના દેહનો દ્વેષ કદી કીધો નહિ; પણ તેનું પાલણ તથા પોષણ કરે છે; જેમ પ્રભુ પણ મંડળીનું કરે છે તેમ; કેમકે, આપણે તેના શરીરના અવયવો છીયે. એ માટે માણસ પોતાનાં માબાપને મૂકશે ને પોતાની વહુની સાથે જોડાશે, ને તે બન્ને એક



દેહ થશે. આ મોટો ભેદ છે; પણ હું ખ્રિસ્ત તથા મંડળી સંબંધી બોલું છું. પરંતુ તમે પણ એમ કરો કે, હરેક જેમ પોતા પર તેમ પોતાની વહુ પર પ્રેમ કરે.

એજ પ્રમાણે તેજ પવિત્ર પાઉલ કલોસીઓના પત્રમાં બધા પરણેલા માણસો ઉપર લખે છે: કે વરો, તમે પોતાની વહુઓ પર પ્રેમ કરો, ને તેઓની સાથે કડવા ન થાઓ.

પવિત્ર પીતર ખ્રિસ્તનો પ્રેરિત, જે પોતે પરણેલો માણસ હતો તે પરણેલાઓને શું કહે છે તે સાંભળો. વરો, તમે પોતાની વહુઓની સાથે સમજણથી રહો, ને બાયડી જાણે કે નબળું પાત્ર છે એ જાણીને અને જીવનની કૃપાનાં તમે સહવારસ છો એમ ગણીને, તેને માન આપો; એ સારૂ કે તમારી પ્રાર્થનાઓ અટકાવાય નહિ.

અહીં સુધી તો વરનો ધર્મ વહુ તરફ શો છે, તે તમે સાંભળ્યો. હવે વહુઓ, જેમ પવિત્રશાસ્ત્રમાં સ્પષ્ટ લખ્યું છે, તેમ તમારો ધર્મ તમારા વરો તરફ શો છે તે સાંભળો અને શીખો.

આગળ કહેલા એફેસીઓના પત્રમાં પવિત્ર પાઉલ તમને એમ શીખાડે છે કે, વહુઓ જેમ પ્રભુને તેમ પોતાના વરોને, તમે આધીન થાઓ; કેમકે વર વહુનું શિર છે, જેમ ખ્રિસ્ત મંડળીનું શિર છે તેમ; ને તે શરીરનો ત્રાતા છે. અને જેમ મંડળી ખ્રિસ્તને આધીન છે, તેમ વહુઓએ સર્વમાં પોતાના વરોને આધીન થવું. અને બીજી જગ્યામાં તે કહે છે કે, વહુ પોતાના વરની મર્યાદા રાખે.

અને કલોસીઓના પત્રમાં, પવિત્ર પાઉલ તમને આ નાની શિખામણ આપે છે કે, વહુઓ, તમે જેમ પ્રભુમાં ઘટમાન છે તેમ પોતાના વરોને આધીન થાઓ.

પવિત્ર પીતર પણ એમ કહીને તેમને ઘણી સારી શિખામણ આપે છે કે, બાયડીઓ, તમે પોતપોતાના વરોને આધીન થાઓ. એ સારૂ કે જો કોઈ વર વચન માનનાર ન હોય, તો

તેઓ પોતાની વહુઓની ચાલથી, એટલે તમારી મર્યાદા ભરેલી નિર્મળ ચાલ જોયાથી વચન વગર મેળવી લેવાય. તમારો સણગાર બહારનો, એટલે ગુંથેલા નિમાળાનો તથા સોનું ઘાલવાનો અથવા વસ્ત્ર પહેરવાનો, એવો ન થાય. પણ અંતઃકરણના ગુપ્ત માણસનો, એટલે લીન તથા નમ્ર આત્મા, જે દેવની આગળ ઘણા મુલ્યનો છે, તેના અવિનાશી વસ્ત્રનો, એવો થાય. કેમકે પૂર્વે જે પવિત્ર બાયડીઓ દેવ પર આશા રાખતી હતી, તેઓ પોતપોતાના વરોને આધીન રહીને, એ પ્રમાણે પોતાને સણગારતી હતી. તે પ્રમાણે સારાહ ઈબ્રાહીમને સ્વામી કહીને તેને આધીન રહેતી; જો તમે રૂડું કરો છો, ને કંઈ ભયથી ગભરાતી નથી, તો તમે તેની દીકરીઓ છો.

¶ એ યોગ્ય છે કે, નવા પરણેલા લોક તેમના લગ્ન વખતે, કાંતો તે પછી જે પહેલો પ્રસંગ મળે, તે વેળા પવિત્ર સંગત લે.

---

# માંદાઓની ભેટ લેવાની પદ્ધતિ

¶ જો કોઈ માણસ માંદું હોય, તો તે વિષે તે જગ્યાના સેવકને જણાવવું જોઇએ; અને તે માંદા માણસના ઘરમાં પ્રવેશ કરતાં, આમ બોલે :

આ ઘરને અને તેમાં રહેનાર બધાંને શાંતિ થાઓ.

¶ જ્યારે તે માંદા માણસની પાસે આવે, ત્યારે ઘુંટણે પડીને આમ બોલે,

હે પ્રભુ, અમારા અને અમારા પૂર્વજોના અપરાધોનું સ્મરણ ન કર; હે દયાળુ પ્રભુ, અમને છોડી દે; તારા લોકો, જેમને તેં તારા અતિ મુલ્યવાન લોહી વડે ખંડી લીધા છે, તેમને છોડી દે, અને સદાકાળ સુધી અમારી સાથે ક્રોધિત ન રહે.

ઉત્તર—હે દયાળુ પ્રભુ, અમને છોડી દે.

¶ પછી સેવક બોલે,

આપણે પ્રાર્થના કરીએ.

પ્રભુ, અમારા પર દયા કર.

ખ્રિસ્ત, અમારા પર દયા કર.

પ્રભુ, અમારા પર દયા કર.

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઈચ્છા પૂરી થઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને પરિક્ષણમાં ન લાવ; પણ ભુંડાથી અમારો છૂટકો કર. આમેન.

સેવક— ઓ પ્રભુ તારા દાસને બચાવ;

ઉત્તર—જે તારા ઉપર ભરોસો રાખે છે.

સેવક—તારા પવિત્ર સ્થાનમાંથી તું એને માટે સહાય મોકલ;

ઉત્તર—અને તારા મહાન પરાક્રમે સદાસર્વકાળ સુધી એની રક્ષા કર.

સેવક—શત્રુને તેના પર ફાવી જવા ન દે;

ઉત્તર—અને ભુંડાને તેનું

નુકશાન કરવાને તેની નજીક આવવા ન દે.

સેવક—હે પ્રભુ, તું એને સારૂ એક મજબુત ગઢ થા.

ઉત્તર—તેના વૈરીની સામે.

સેવક—હે પ્રભુ, અમારી પ્રાર્થનાઓ સાંભળ.

ઉત્તર—અને અમારો સાદ તારી કને પહોંચવા દે.

સેવક

હે ઈશ્વર, આકાશમાંથી આ તારા દાસ પર નજર કર, એની ખબર લે અને એનું દુઃખ મટાડ. તારી દયાની આંખોથી એને જો, એને દિલાસો અને તારામાં ખરો ભરોસો આપ; શત્રુના જોખમમાંથી એનું રક્ષણ કર, અને એને નિરંતર શાંતિ અને સલામતીમાં રાખ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

હે સર્વશક્તિમાન અને પરમ દયાળુ દેવ તથા તારનાર, અમારૂં સાંભળ; તારો આ દાસ, જે માંદગીથી પીડાય છે, તેના પર તારી રીત પ્રમાણે તારી દયા પહોંચવા દે. અમે તને વિનવીએ છીયે કે, તારી પિતાસમાન શિક્ષા, જે તેં એના પર આવવા દીધી છે, તે વડે એને પવિત્ર કર; કે તે પોતાની નબળાઈ જાણીને, પોતાના વિશ્વાસમાં દૃઢતા અને પોતાના પશ્ચાત્તાપમાં ગંભીરતા મેળવે; એ સારૂ કે જો તારી શુભેચ્છા થકી તેને તેની આગળની સુખાકારી મળે, તો એ પોતાનું બાકીનું જીવન તારી બીકમાં અને તારો મહિમા કરવામાં ગુજારે: નહિતર, તેને એવી કૃપા આપ કે, તારી આ ભેટનો તે એવી રીતે સ્વીકાર કરે કે, આ દુઃખી જીવનને અંતે, તે સદાકાળના જીવનમાં તારી સાથે વાસો પામે; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

¶ એ પછી સેવક માંદા માણસને નીચેના કે બીજા કોઈ બોધથી સમજાવે.

અતિ પ્રિય ભાઈ, તું એ જાણ કે, જીવન તથા મરણ અને તેમને લગતાં સઘળાં વાનાં, એટલે યુવાવસ્થા, બળ, સુખાકારી, વૃદ્ધાવસ્થા, દુર્બળતા અને રોગ, એ સર્વસમર્થ દેવના



હાથથી આવે છે. માટે, તારી માંદગી ગમે એ જાતની હોય, તો પણ તારે જાણવું કે તેમાં દેવનો હાથ છે. અને ગમે એ કારણને લીધે આ માંદગી તારા પર મોકલાઈ હોય; કાંતો બીજાને નમુનો થવા સારૂ તારી સહનતાની પારખ કરવા માટે તે હોય, અને પ્રભુના દહાડામાં તારો વિશ્વાસ સ્તુતિપાત્ર, મહિમાવાન અને માનવંત દેખાય, જેણે કરીને અનંત સુખમાં તારૂં ગૈરવ વત્તું થાય; કાંતો તારા સ્વર્ગીય પિતાની દૃષ્ટિમાં તારામાં જે કંઈ અણગમતું હોય તે સુધારીને તને રસ્તે લાવવા માટે મોકલાઈ હોય; તો પણ તારે ખચિત જાણવું કે, તું તારાં પાપનો ખરો પસ્તાવો કરે, અને દેવના વહાલા દીકરા ઈસુ ખ્રિસ્તને લીધે તેની જે દયા છે, તે પર ભરોસો રાખીને તારૂં દુઃખ ધીરજથી ખમે, અને તેની ઇચ્છાને પૂરી રીતે આધીન થઈને, તેણે બાપ તરીકે જે શિક્ષા મોકલી છે તેને લીધે લીનતાથી તેની ઉપકારસ્તુતિ કરે, તો આ દુઃખ તને હિતકારી થશે, અને ખરો માર્ગ જે અનંત જીવનમાં પહોંચાડે છે, તે પર ચાલવાને તેથી તને સહાય મળશે.

¶ જે માણસની પાળક ભેટ કરે છે, તેની માંદગી વધારે હોય, તો તે આ જગ્યાએ પોતાનો ઉપદેશ બંધ રાખે, નહિ તો આગળ વધીને કહે,

તે માટે પ્રભુની શિક્ષાને રાજીખુશીથી સ્વીકાર; કેમકે (જેમ પવિત્ર પાઉલ હેબ્રીઓના ૧૨ મા અધ્યાયમાં કહે છે તેમ.) જેના પર પ્રભુ પ્રેમ કરે છે, તેને તે શિક્ષા કરે છે, ને જે હરેક પુત્રનો તે અંગિકાર કરે છે, તેને તે કોરડા મારે છે. જો તમે શિક્ષા સહોછો, તો દેવ જેમ પુત્રની સાથે તેમ તમારી સાથે વર્તે છે; કેમકે જેને બાપ શિક્ષા કરતો નથી, એવો કયો દીકરો છે? પણ જો શિક્ષાના ભાગિયા સઘળા છે, તે શિક્ષા વગર જો તમે છો, તો તમે લેંડીજાયા છો, દીકરા તો નહિ. વળી આપણી દેહના બાપ આપણને શિક્ષા કરનારા હતા, ને

આપણે તેઓનું માન રાખ્યું, તો વિશેષે કરીને એ કરતાં એમ ન થાય કે, આપણા આત્માઓના બાપને આધીન થઈને જીવીએ? કેમકે, તેઓએ તો થોડાક દહાડા સુધી પોતાને જે સારૂ લાગ્યું તે પ્રમાણે શિક્ષા દીધી ખરી, પણ એણે તો આપણા નફાને સારૂ, એ માટે કે આપણે તેનાં પવિત્રપણાના ભાગિયા થઇએ. હે પ્રિય ભાઈ, આ વચનો આપણા દિલાસા તથા શિક્ષણને સારૂ પવિત્ર શાસ્ત્રમાં લખેલાં છે, કે જ્યારે કોઈવાર આપણા આકાશી પિતાની દયાળુ મરજી પ્રમાણે આપણા પર કોઈ આપદા આવી પડે, ત્યારે આપણે ધીરજ રાખીને ઉપકારસ્તુતિ સહિત તેને ખમીએ. અને ખ્રિસ્તી માણસો માટે એ કરતાં બીજી મોટા દિલાસાની વાત નથી, કે વિપત્તિ, કષ્ટ અને રોગને ધીરજ રાખીને સહેવાથી ખ્રિસ્તના જેવા થવાય. કેમકે તે પોતે પણ, પ્રથમ દુઃખ સહ્યા વગર આનંદમાં પહોંચી ગયો નહિ; ને ક્રુસ પર મર્યા પહેલાં પોતાના મહિમામાં પેઠો નહિ. એમજ અનંત આનંદમાં પેસવાનો આપણો ખરો માર્ગ એ છે કે હીયાં ખ્રિસ્તની સાથે દુઃખ ભોગવવું; અને અનંત જીવનમાં પેસવાનું આપણું બારણું એ છે કે આપણે આનંદ સહિત ખ્રિસ્તની સાથે મરીએ; કે જેથી મરણમાંથી ફરી જીવી ઉઠીને, તેની સાથે સર્વકાળના જીવનમાં વાસો કરીએ. માટે હમણાં, હું દેવના નામમાં તને સુબોધ કરૂં છું કે તારૂં દુઃખ, જે આ રીતે તને લાભકારી છે, તેને ધીરજથી સહેતાં, તારા બાપ્તિસ્મામાં જે કબુલાત તેં દેવ આગળ કરી હતી તેનું સ્મરણ કર. અને ઇન્સાફી ન્યાયાધીશ, જે સર્વનો પક્ષપાત વગર ન્યાય કરશે, તેની આગળ આ જીવન પછી હીસાબ આપવાનો છે એ જાણીને હું તને આજ્ઞા કરૂં છું કે, દેવ તથા માણસ પ્રત્યે તારી હાલત કેવી છે તે વિષે તું પોતાને પારખ; કે જેથી, તારા પોતાના ગુનાહો વિષે પોતાને અપરાધી અને દોષિત ઠરાવીને, ખ્રિસ્તને લીધે આપણા આકાશી પિતાને હાથે



તું દયા પામે, અને તે બિહામણા ન્યાય વખતે તું અપરાધી અને દોષિત ન ઠરે. માટે હું તને ખ્રિસ્તી ધર્મનું વિશ્વાસનામુ સંભળાવું છું, કે જેથી ખ્રિસ્તી માણસનો વિશ્વાસ જેવો હોવો જોઈએ, તેવોજ તારો વિશ્વાસ છે કે નહિ, એ તને માલમ થાય.

¶ હીયાં સેવક વિશ્વાસનામું આમ બોલીને સંભળાવે.

સર્વશક્તિમાન દેવ જે પિતા, આકાશ તથા પૃથ્વીનો ઉત્પન્ન કર્ત્તા તે પર શું તું વિશ્વાસ કરે છે?

અને ઈસુ ખ્રિસ્ત તેનો એકાકીજનિત પુત્ર આપણો પ્રભુ, તે પર શું તું વિશ્વાસ કરે છે? તે પવિત્ર આત્માના પરાક્રમથી ગર્ભસ્થાનમાં રહી, કુંવારી મરીઅમથી જનમ્યો; તેણે પંતિયસ પિલાતના અધિકાર તળે દુઃખ વેઠયું; તે ક્રુસ પર જડાયો, મરણ પામ્યો, ને દટાયો, તે અદૃષ્ય લોકમાં ઉતરી ગયો; તે ત્રીજે દહાડે મુએલાંમાંથી જીવી ઉઠયો, તે આકાશમાં ચઢી ગયો, તે સર્વશક્તિમાન દેવ પિતાને જમણે હાથે બેઠો છે; ત્યાંથી તે જીવતાંનો તથા મુએલાંનો ન્યાય કરવા સારૂ આવવાનો છે.

અને પવિત્ર આત્મા; પવિત્ર કાથોલીક કલીસીયા; પવિત્રોની સંગત; પાપની માફી; શરીરનું પુનરૂત્થાન, અને સર્વકાળનું જીવન; શું તું એ વાતો પર વિશ્વાસ કરે છે?

¶ માંદો માણસ કહે,

હું એ બધી વાતો પર દૃઢ વિશ્વાસ કરૂં છું.

¶ પછી સેવક પરિક્ષા કરે, કે તે પોતાનાં પાપોનો ખરો પશ્ચાત્તાપ અને સઘળાં માણસ પર પ્રીતિ કરે છે કે નહિ; તેમજ તેને શિખામણ આપે કે, જેઓએ તેનો અપરાધ કીધો હોય તે સર્વેને તે આખા મનથી માફ કરે; વળી જો તેણે બીજા કોઇનો અપરાધ કર્યો હોય, તો તે તેમની માફી માગે; અને જો તેનાથી કોઇને હાનિ કે અન્યાય થયો હોય, તો પોતાની પૂરી શક્તિ મુજબ તેનો બદલો આપે. વળી જો અત્યાર પહેલાં તેણે પોતાની માલ મીલ્કતની વ્યવસ્થા કીધી ન હોય, તો તેના મનની શાંતિને સારૂ, તેમજ તેની મીલ્કતનો વહીવટ કરનારા-

ઓની સગવડને સારૂ તેને એ પણ સમજાવવું કે, તે પોતાનું વસીયતનામુ બનાવીને પોતાનું લેણદેણ જાહેર કરે, એટલે તેના પર કોઇનું માગતું હોય, અને તે કોઈ પાસે માગતો હોય. પરંતુ ખરૂં તો એમ હોવું જોઇએ કે, માણસો પોતે સુખાકારીમાં હોય તેવામાંજ તેઓ પોતાની માલમત્તાની યોગ્ય ગોઠવણ કરી લે એવું તેમને વખતોવખત યાદ કરાવતા રહેવું.

¶ જો સેવકને વ્યાજબી જણાય તો ઉપરયુક્ત વાતો પોતાની પ્રાર્થના શરૂ કરવાની અગાઉ કહી નાખી શકે છે.

¶ પૈસેટકે સુખી એવાં કોઈ માંદાં માણસો હોય, તો સેવકે તેઓને ગરીબો પ્રતિ ઉદારતા કરવા આગ્રહપૂર્વક સમજાવવાનું છોડી દેવું નહિ.

¶ જો માંદા માણસનું મન કોઈ ભારે વાત સંબંધી અશાંત લાગતું હોય, તો આ જગ્યાએ સેવકે તેને પોતાનાં પાપોની ખાસ કબૂલાત કરવા સમજાવવું, અને કબૂલાત કીધા પછી (જો તે નમ્રપણે અને હૃદયપૂર્વક મરજી દેખાડે તો) પ્રીસ્ટ નીચે પ્રમાણે બોલીને તેને પાપમોચન આપે.

જે પાપી માણસો પોતાનાં પાપોનો ખરો પસ્તાવો કરીને ખ્રિસ્ત પર વિશ્વાસ આણે, તે બધાંને પાપમોચન દેવાનો આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તે પોતાની કલીસીયાને અધિકાર આપ્યો છે, તે પોતાની મોટી દયાથી તને તારા અપરાધોની માફી આપે; અને તેણે પોતાનો અધિકાર જે મને સોંપ્યો છે, તે થકી હું તને તારાં સર્વ પાપોથી મુક્ત કરૂં છું, પિતા તથા પુત્ર, તથા પવિત્ર આત્માના નામમાં. આમેન.

¶ પછી પ્રીસ્ટ નીચેની આ સાર પ્રાર્થના વાંચે.

હે પરમ કૃપાળુ પરમેશ્વર, તું તારી અનહદ દયા પ્રમાણે ખરો પસ્તાવો કરનારાનાં પાપોને એવી રીતે દૂર કરે છે કે તું તેમને ફરી કદી યાદ કરતો નથી; આ તારો સેવક જે પૂરા આગ્રહથી તારી માફી અને ક્ષમા ચાહે છે, તેના પર તારી દયાની આંખ ઉઘાડ. હે પરમ પ્રેમી પિતા, શેતાનની ઠગાઈ અને દ્વેષથી, કે તેની પોતાની દૈહિક ઇચ્છા અને



અબળતાને લીધે એનામાં જે કાંઈ બગડેલું હોય તેને સુધાર; આ દુ:ખી અવયવને તારી કલીસીયાની ઐક્યતામાં જાળવી રાખ; તને જેમ તેને સારૂ પરમ હિતકારી જણાય તેમ, તેના ભંગિત મનને જો, તેનાં આંસુઓને માન્ય કર, તેનું દુ:ખ મટાડ. અને એ માત્ર તારી દયા પર જ પૂરો ભરોસો કરે છે એ જોઈને તેનાં પૂર્વેનાં પાપો તેના લેખામાં ન ગણ, પણ તારા ધન્યવાન આત્માથી તેને શક્તિ આપ; અને જ્યારે એને અહીંથી લઈ લેવાની તારી મરજી થાય, ત્યારે તારા અતિ વ્હાલા દીકરા અમારા પ્રભુ ઈસુ ખ્રિસ્તના પુણ્યને લીધે એને તારી કૃપામાં લે. આમેન.

¶ પછી સેવક આ સ્તોત્ર બોલે :

## સ્તોત્ર ૭૧

હે યહોવાહ, હું તારા પર ભરોસો રાખું છું, હું કદી ન લજવાઉં.

તારા ન્યાયીપણાએ મને છોડાવ તથા બચાવ; મારી ગમ વળીને કાન ધર, ને મારૂં તારણ કર.

તું મારા રહેવાને માટે ગઢ થા, કે જેમાં હું નિત્ય જઈ શકું; તેં મને તારવાને આજ્ઞા આપી છે, કેમકે તું મારો ખડક તથા કિલ્લો છે.

હે મારા દેવ, દુષ્ટના હાથમાંથી, અન્યાયી તથા ક્રૂર માણસના હાથમાંથી મને બચાવ.

કેમકે, હે પ્રભુ યહોવાહ, તું મારી આશા છે; મારી જુવાનીથી મારો ભરોસો તું છે.

હું ગર્ભસ્થાનમાં હતો, ત્યારથી તેં મને નિભાવી રાખ્યો છે; મારી માના ઉદરથી મને કાઢનાર તે તુંજ છે; હું નિત્ય તારી સ્તુતિ કરીશ.

હું ઘણાઓને અજાયબ જેવો દેખાઉં છું; પણ તું મારો મજબુત આસરો છે.

તારા સ્તવનથી મારૂં મુખ ભરપુર થશે, ને આખો દિવસ તારા ગૌરવની વાતથી ભરપુર થશે.

વૃદ્ધાવસ્થાને સમયે મને મૂકી ન દે; મારી શક્તિ ખૂટે, ત્યારે મને ન ત્યાગ.

કેમકે, શત્રુઓ મારી ચર્ચા

કરે છે; ને મારો પ્રાણ લેવાને જેઓ તાકે છે, તેઓ માંહોમાંહે મસલત કરે છે.

તેઓ કહે છે, ઈશ્વરે તેને તજી દીધો છે; પાછળ દોડીને તેને પકડી પાડો, કેમકે છોડાવનાર કોઈ નથી.

હે ઈશ્વર, મારાથી દૂર ન થા; હે મારા દેવ, મને સહાય આપવા ઉતાવળ કર.

મારા આત્માના વૈરીઓ લજવાય તથા નાશ પામે, મારો ઉપદ્રવ શોધનારા નિંદા તથા અપમાનથી ઢંકાઈ જાય.

પણ હું નિત્ય આશા રાખીશ, ને તારૂં સ્તવન અધિકાધિક કરીશ.

હે દેવ, મારી જુવાનીથી તેં મને શીખવ્યો છે; ને અત્યાર સુધી હું તારા ચમત્કારો પ્રગટ કરતો આવ્યો છું.

હે દેવ, હું ઘરડો ને પળિયાંવાળો થાઉં ત્યારે પણ મને મૂકી ન દઈશ; હું આવતી પેઢીને તારૂં બળ જણાવું, ને સર્વે આવનારાઓને તારૂં પરાક્રમ પ્રગટ કરૂં, ત્યાંસુધી મારો ત્યાગ ન કરીશ.

હે દેવ, તારૂં ન્યાયીપણું પણ બહુ ઉમદા છે; હે ઈશ્વર, તેં મોટાં કામો કીધાં છે, તારા સરખો કોણ છે?

પિતા, તથા પુત્ર તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ;

જેવો આરંભમાં હતો, હમણાં છે, ને સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

¶ અને આ પણ

હે જગતના ત્રાતા, તેં તારા ક્રુસ અને મુલ્યવાન લોહીવડે અમોને ખંડી લીધા છે; અમે નમ્રતાથી તને વિનવીએ છીએ કે, તું અમોને તાર અને અમારી સહાય કર.

¶ પછી સેવક કહે,

સર્વશક્તિમાન પ્રભુ, તેના પર ભરોસો રાખનાર બધાનો સમર્થ ગઢ છે, અને જેને આકાશ તથા પૃથ્વીમાંના તથા પૃથ્વીની તળેનાં બધાં નમે છે, ને તેની આજ્ઞાને આધીન રહે છે, તે હમણાં અને સદા સુધી તારો આશ્રય થાઓ; અને તે તને એવું જ્ઞાન તથા અનુભવ આપો કે, એકલા આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તના



નામ સિવાય આકાશ તળે બીજું કોઈ નામ માણસને અપાએલું નથી, કે જેમાં અને જેના વડે તને નિરોગીપણું તથા તારણ મળે.

¶ અને એ પછી તે કહે,

દેવની કૃપાળુ રહેમ અને રક્ષા તળે અમે તને સોંપીએ છીએ. પ્રભુ તને આશીર્વાદ આપો, ને તારૂં રક્ષણ કરો. પ્રભુ પોતાના મુખનો પ્રકાશ તારા પર પાડો, ને તારા પર કૃપા કરો; પ્રભુ પોતાનું મુખ તારા પર ઉઠાવો, ને તને શાંતિ આપો; હમણાં અને સદાકાળ સુધી. આમેન.

## માંદા બાળક માટે પ્રાર્થના

હે સર્વશક્તિમાન ઈશ્વર, અને દયાળુ બાપ, જીવન તથા મરણના મુદ્દા કેવળ તારી સત્તા તળે છે; અમે નમ્રતાથી તને વિનવીએ છીએ કે, આ બાળક જે હમણાં મંદવાડના બીછાના પર પડેલું છે, તેના પર તારી દયાની આંખો વડે આકાશથી નજર કર; હે પ્રભુ, તારા તારણ સહિત તેની ભેટ કર, તારા ઠરાવેલા સમય પ્રમાણે એને એના શારીરિક દુ:ખમાંથી છોડાવ, અને તારી કૃપા પ્રમાણે એના આત્માનો બચાવ કરઃ એ એ સારૂં કે, જો તારી મરજી એવી હોય કે, એની પૃથ્વી પરની આવરદા લાંબી થાય, તો તે તારે અર્થે જીવે, અને તારી સેવા વિશ્વાસુપણે કરતાં, અને પોતાની પેઢીમાં રૂડું કરતાં, તે તારા મહિમાનું સાધન બને; નહિતર જ્યાં પ્રભુ ઈસુમાં ઉંઘી જનાર આત્માઓ અનંત વિશ્રામ અને સુખ ભોગવે છે, ત્યાં તારા સ્વર્ગિય વાસોમાં એનો અંગિકાર કર. ઓ પ્રભુ, તારો પુત્ર અમારો પ્રભુ ઈસુ ખ્રિસ્ત, જે તારી અને પવિત્ર આત્મા સાથે સદા એક દેવ, યુગોયુગ જીવે છે તથા રાજ્ય કરે છે, તેનામાં જે તારી દયા છે, તેને લીધે તું એવું કર. આમેન.

## માંદા જણને સારા થવાની આશા થોડી હોય, તો તેને માટે પ્રાર્થના :

હે કૃપાનિધિ પિતા, ને સઘળા દિલાસાના દેવ, અમારી ગરજની વેળાએ એકલો તુંજ સહાયક

છે; આ તારો દાસ શરીરના ઘણા અશક્તપણામાં તારા હાથ તળે પડેલો છે, તેની મદદને માટે અમે તારી પાસે દોડી આવીએ છીએ. હે પ્રભુ, એના પર કૃપાદૃષ્ટિ કર; અને અમે તને વિનવીએ છીએ કે, જેમ જેમ એનું બાહ્ય શરીર ક્ષીણ થતું જાય છે, તેમ તેમ તારી કૃપા અને પવિત્ર આત્મા થકી તેના માંહેના માણસપણામાં એને અધિકાધિક બળવાન કરતો જા. તેની ગત જીંદગીની બધી ભૂલોને માટે તેને ખરો પસ્તાવો, અને તારા પુત્ર ઈસુ પર દૃઢ વિશ્વાસ આપ; એ સારૂ કે, તે હીયાંથી જઈને, હતો ન હતો થાય તે અગાઉ, તેનાં પાપ તારી દયાથી દૂર થાય, અને તેની માફી આકાશમાં મુદ્રિત કરાય. ઓ પ્રભુ, અમે જાણીએ છીએ કે તને કોઈ વાત અશક્ય નથી; અને જો તારી મરજી હોય તો તું હજુ પણ એને ઉઠાડીને ઉભો કરી શકે છે, અને અમારી સાથે વધારે વખત તે રહે એવું તું કરી શકે છે: તો પણ, જ્યારે હમણાં જોવા પરથી તેના અંતનો સમય નજીક આવેલો જણાય છે, ત્યારે અમે તને વિનવીએ છીએ કે, તેને મરણની ઘડીને સારૂ એવી રીતે તૈયાર કર, કે જ્યારે તે હીયાંથી શાંતિમાં અને તારી કૃપામાં વિદાયગીરી લે, ત્યારે તારા એકનાએક પુત્ર અમારા પ્રભુ ઈસુ ખ્રિસ્તના પુણ્ય અને મધ્યસ્થીને લીધે, એનો આત્મા તારા સદાકાળના રાજમાં લેવામાં આવે. આમેન.

**જો માંદો મરણની અણી પર હોય, તો તેને ઈશ્વરને હવાલે કરવાની પ્રાર્થના:**

હે સર્વશક્તિમાન દેવ, સંપૂર્ણ કરાએલા ન્યાયીઓના આત્માઓ તેમનાં દુન્યવી બંદીગૃહોમાંથી છુટા કરાયા પછી, તારી સાથે રહે છે; અમે નમ્રતાથી આ તારા દાસ, અમારા પ્રિય ભાઈના આત્માને, તું જે અમારો વિશ્વાસુ ઉત્પન્નકર્તા અને અતિ દયાવાન તારનાર છે, તેના હવાલામાં મૂકીએ છીએ, અને અમે અતિ નમ્રતાથી તને વિનવીએ છીએ કે, એ તારી દૃષ્ટિમાં મુલ્યવાન



લેખાય. અમે તને વિનંતિ કરીએ છીએ કે, જગતનાં પાપો હરણ કરવાને જે નિષ્કલંક હલવાન મારી નંખાયું, તેના લોહીમાં એને ધો; કે આ દુ:ખમય અને પાપી જગતમાં દેહની વાસનાઓ અથવા શેતાનની કુયુક્તિઓવડે, જે કાંઈ મલીનતા એને લાગી હોય, તે ધોવાઈને નીકળી જાય, અને એ શુદ્ધ અને ડાઘરહિત કરાઇને તારી સમક્ષ રજુ કરવામાં આવે. અને અમે જેઓ હજી જીવતાં છીયે, તેઓને આ અને આના જેવા પ્રતિ દિવસના મૃત્યુ પ્રસંગો જોઈને, અમારી પોતાની સ્થિતિ કેવી ક્ષણભંગુર અને અનિશ્ચિત છે તે જોવાનું, અને અમારા દહાડા એવી રીતે ગણવાનું શીખવ, કે જ્યાં લગી અમે અહિયાં જીવીએ, ત્યાં લગી અમે અમારાં મનો તે પવિત્ર અને આકાશી જ્ઞાન ઉપર ગંભીરતાથી લગાડી રાખીએ, જેથી અંતે અમે અનંત જીવનને પહોંચીએ; તારા એકનાએક પુત્ર અમારા પ્રભુ ઇસુ ખ્રિસ્તના પુણ્યના પ્રતાપે, આમેન.

**જે માણસોનું મન અથવા અંતઃકરણ અસ્વસ્થ હોય, તેમને માટે પ્રાર્થના:**

હે ધન્યવાન પ્રભુ, દયાનિધિ બાપ અને બધા દિલાસાના દેવ; અમે તને વિનવીએ છીએ કે, આ તારા દુઃખિત દાસ પર દયા અને કરૂણાથી જો. તું એની વિરુદ્ધ કડવી વાતો લખે છે, અને એના આગળના અન્યાયો એના પર લાદે છે; તારો રોષ એના પર ભારે રહે છે, અને એનો જીવ દુઃખે ભરેલો છે; પણ હે દયાળુ દેવ, તેં તારૂં પવિત્ર વચન અમારા શિક્ષણને સારૂ લખાવ્યું છે, એ સારૂ કે, તારા પવિત્ર લેખોની ધીરજ અને દિલાસા થકી અમને આશા ઉત્પન્ન થાય; તું એને પોતાસંબંધી, તેમજ તારી ધમકી અને વચનો સંબંધી ખરી સમજણ આપ, કે એ તારા પરનો ભરોસો નાખી ન દે, અને તારા વગર બીજા કોઈ પર ભરોસો ન કરે. એનાં સર્વ પરિક્ષણો સામે ટકી રહેવાનું એને સામર્થ્ય આપ, અને એના બધા રોગવિકારો મટાડ. એ છુંદાએલા

બરૂને ભાંગીશ નહિ, અને ધુંવાતા શણને હોલવીશ નહિ; તારી કૃપા મરજીમાં એના પરથી તારી કોમળ દયા બંધ ન કર; પરંતુ એને હર્ષ તથા આનંદ સંભળાવ. એ સારૂ કે જે હાડકાં તેં ભાંગ્યાં છે તેઓ ઉત્સાહ કરે. શત્રુના ભયથી એનો બચાવ કર, તારા મુખનો પ્રકાશ એના પર પાડ, અને એને શાંતિ આપ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુના પુણ્ય અને મધ્યસ્થીને લીધે. આમેન.

---

# માંદાઓની સંગત

¶ સર્વ મૃત્ય માણસો પર ઘણાં અકસ્માત ભય, રોગ અને બિમારી આવી પડવાનો સંભવ છે, અને તેમને આ જીવનમાંથી નીકળવાનો વખત કયારે આવે તે સદા અનિશ્ચિત છે; માટે, જ્યારે સર્વસમર્થ દેવની ઇચ્છા તેમને બોલાવી લેવાની થાય, ત્યારે તેઓ મરણને સારૂ હંમેશાં તૈયાર રહે એ હેતુથી, પાળકોએ ખંત રાખીને વખતો વખત (પણ ખાસ કરીને મરકી કે બીજા કોઈ ચેપી રોગને વખતે) પોતાની મંડળીના લોકને, દેવળમાં પાળવામાં આવતા પ્રભુભોજનમાં, આપણા તારનાર ખ્રિસ્તના શરીર તથા લોહીની સંગત વારંવાર લેતા રહેવાનું સમજાવવું જોઇએ; એ સારૂ કે, જો કોઈ રોગ તેઓ પર એકાએક આવી પડે તો પ્રભુભોજનની અછતને કારણે તેઓને અસ્વસ્થ થવાનું કારણ ન સાંપડે. પરંતુ જો માંદો માણસ દેવળમાં આવવા અશક્ત હોય, અને પ્રભુભોજન પોતાને ઘરે લેવાની તેની ઈચ્છા થાય, તો તે વિષેની ખબર પાળકને વેળાસર આપવી, અને તેની સાથે સંગત લેનારા બીજા કેટલા છે તે પણ જણાવવું (એવા લેનારા ત્રણ કે ઓછામાં ઓછા બે હોવા જોઇએ.) પછી માંદા માણસના ઘરમાં યોગ્ય જગ્યા ઠરાવવી, અને બધી જોઇતી ચીજો એવી રીતે તૈયાર કરવી કે પાળક આદરપૂર્વક સેવાકાર્ય ચલાવી શકે, તો પછી તે ત્યાં પવિત્ર સંગત પળાવે; અને નીચે લખેલી સારપ્રાર્થના, પત્ર અને સુવાર્ત્તા સાથે આરંભ કરે :

### સારપ્રાર્થના

હે સર્વશક્તિમાન અને સદા જીવતા દેવ, માનવજાતના કર્તા, તું જેના પર પ્રીતિ કરે છે તેને શાસન દે છે, અને જેમનો અંગિકાર તું કરે છે તે દરેકને શિક્ષા પણ કરે છે; અમે તુંને વિનંતિ કરીએ છીએ કે, આ તારો દાસ જેના પર તારો હાથ ભારે થએલો છે, તેના પર દયા કર, અને એવું થવા દે કે એ પોતાનું દુ:ખ ધીરજથી સહન કરી શકે, અને (જો તારી કૃપાળુ મરજી હોય તો) તે પોતાના શરીરનું

આરોગ્ય પાછું મેળવે; અને જ્યારે એનો આત્મા એની દેહમાંથી જતો રહે, ત્યારે તે તારી આગળ નિષ્કલંક હાજર કરાય; ઇસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે, આમેન.

**પત્ર** : હેબ્રી ૧૨;૫.

એ મારા પુત્ર, તું પ્રભુની શિક્ષા હલકી ન ગણ, ને તેનાથી ધમકી પામીને નિર્ગત ન થા. કેમકે જે પર પ્રભુ પ્રીતિ કરે છે, તેને તે શિક્ષા કરે છે, ને જે હરેક પુત્રનો તે અંગિકાર કરે છે, તેને તે કોરડા મારે છે.

સુવાર્તા ૫. યોહાન ૫;૨૪.

હું તમને ખચિત ખચિત કહું છું કે, જે મારાં વચન સાંભળે છે, ને મારા મોકલનાર પર વિશ્વાસ કરે છે, તેને અનંત જીવન છે; ને તે અપરાધી નહિ ઠરશે, પણ મરણમાંથી નીકળીને જીવનમાં આવ્યો છે.

¶ તે પછી પ્રીસ્ટ પ્રભુ ભોજનની પદ્ધતિમાં જ્યાં આ શબ્દો (તમે જેઓ અંતઃકરણથી પોતાનાં પાપોનો, ઈત્યા.) આવે છે, ત્યાંથી શરૂ કરે.

¶ પવિત્ર સાક્રમેંટ વ્હેંચતી વેળા, પ્રીસ્ટ તે સંગત પહેલો પોતે લે, પછી માંદા માણસની સાથે જે લેનારા ઠરાવ્યા હોય, તેમને આપે, અને સૌથી છેલ્લે માંદા માણસને આપે.

¶ પરંતુ જો કોઈ માણસ અધિક રોગના કારણથી, કે પાળકને વેળાસર ખબર નહિ આપવાને લીધે, કે તેની સાથે ભોજન લેનાર નહિ હોવાને લીધે, કાંતો કોઈ બીજી યોગ્ય અડચણને લઇને, ખ્રિસ્તના શરીર અને લોહીનો સાક્રમેંટ લઈ ન શકે, તો પાળકે તેને એવો બોધ કરવો કે, જો તું તારાં પાપોનો ખરો પસ્તાવો કરે છે, અને એવો દ્રઢ વિશ્વાસ કરે છે કે, ખ્રિસ્ત ઈસુએ તારે સારૂ ક્રુસ પર મરણ વેઠ્યું છે, અને તારી ખંડણીને સારૂ પોતાનું લોહી વ્હેવડાવ્યું છે, અને એની સાથે તને પોતાને એ થકી જે લાભ મળે છે તે મનથી યાદ કરે, અને એને માટે તેનો અંતઃકરણપૂર્વક આભાર માને, તો, જો કે તને એ સાક્રમેંટ મ્હોથી લેવાનું ન મળે, તો પણ તારા આત્માના



સાજાપણાને માટે, આપણા તારનાર ખ્રિસ્તનું શરીર ખાવા અને તેનું લોહી પીવા જેટલોજ લાભ તું પામશે.

¶ જ્યારે માંદા માણસની ભેટ લેવાની પદ્ધતિ વાપરવા સાથે જ તેને પવિત્ર સંગત પણ આપવાની હોય, ત્યારે વધારે ઉતાવળે તે કામ થઈ શકે તે માટે પ્રીસ્ટ માંદાની ભેટ લેવાની પદ્ધતિમાં ૭૧ મા સ્તોત્ર આગળ અટકી જઇને લાગલોજ પ્રભુભોજનની પદ્ધતિ ચલાવે.

¶ મરકી, મરજ કે એવા કોઈ બીજા ચેપી રોગ કે માંદગીના વખતમાં, જ્યારે ચેપની બીકને લીધે, મંડળીનું કોઈ માણસ તેમજ પાડોશીઓમાંથી કોઈ માંદા માણસો જોડે તેમનાં ઘરોમાં સંગત પાળનાર ન મળે, તો માંદા માણસની ખાસ વિનંતિને લઇને, સેવક એકલોજ તેની સાથે સંગત પાળે તો ચાલશે.

# મરેલાંને દાટવાની પદ્ધતિ

¶ આ જગ્યાએ એ ધ્યાનમાં રાખવું કે, જેમનું બાપ્તિસ્મા ન થયું હોય, અથવા જેમને મંડળી બહાર મૂકેલાં હોય, અથવા આપઘાત કરવાથી મરેલાં હોય, તેવાંઓને માટે નીચે આપેલી પદ્ધતિ વાપરવાની નથી.

¶ પ્રીસ્ટ અને તેના સહાયકારીઓ કબ્રસ્તાનના દરવાજે શબને મળે, અને તેની આગળ ચાલીને દેવળ હોય, તો તેમાં, અથવા તો કબર તરફ જતાં જતાં આ બોલે અથવા ગાય.

પુનરુત્થાન તથા જીવન હું છું; જે મારા પર વિશ્વાસ કરે છે, તે જો કે મરી જાય, તોપણ જીવતો થશે. અને જે કોઈ જીવતાં મારા પર વિશ્વાસ કરે છે, તે કદી નહિજ મરશે ૫. યોહાન ૧૧. ૨૫,૨૬.

હું જાણું છું કે મારો ખંડી લેનાર જીવે છે, ને તે આખરે પૃથ્વીપર ઉભો રહેશે; ને મારી ચામડીનો આવી રીતે નાશ થયા પછી પણ વગર શરીરે હું દેવને જોઈશ; તેને હું પોતાની મેળે જોઈશ, ને મારી આંખો જોશે, ને બીજાની નહિ. અયુબ ૧૯. ૨૫–૨૭.

આપણે આ જગતમાં કંઈ લાવ્યા નથી, અને તેમાંથી કંઈ લઈ જવાતું નથી. યહોવાહે દીધું, ને યહોવાહે લઈ લીધું છે; યહોવાહના નામને ધન્ય હો. ૧ તિમ, ૬;૭. અયુબ ૧;૨૧.

¶ પછી જ્યારે તેઓ દેવળમાં આવે, ત્યારે આ નીચેનાં સ્તોત્રો બન્ને કે બેમાંનું એક વંચાય.

### સ્તોત્ર ૩૯

મેં કહ્યું, હું મારા માર્ગોને સંભાળીશ, કે હું મારી જીભે પાપ ન કરૂં; દુષ્ટો મારી આગળ હોય, ત્યારે હું મારૂં મુખ લગામથી કબજે રાખીશ.

હું મુંગો થઈને છાનો રહ્યો, સારૂં બોલવાથી પણ છાનો રહ્યો; ને મારો શોક વધી ગયો.

મારૂં હૃદય મારામાં તપ્ત થયું; હું વિચારમાં હતો ત્યારે આગ ઉઠી; ને હું મારી જીભે બોલ્યો,

હે યહોવાહ, મારો અંત તથા મારા આયુષ્યનું માપ તે કેટલું છે, એ મને જણાવ; હું કેવો ક્ષણભંગુર છું તે મને શીખવ.

જો, તેં મારા દિવસ ચાર આંગળ જેટલા કીધા છે, ને મારૂં આયુષ્ય તારી આગળ શૂન્ય જેવું છે; નિશ્ચે દરેક માણસ પોતાની શ્રેષ્ઠ હાલતમાં છતાં તદ્દન વ્યર્થપણું છે.

નિશ્ચે પ્રત્યેક માણસ આભાસરૂપે ચાલે છે; નિશ્ચે તેઓ અમથા ગભરાય છે; તે સંગ્રહ કરે છે, અને તે કોણ ભોગવશે એ તે જાણતો નથી.

અને હવે પ્રભુ, હું શાની વાટ જોઉં? મારી આશા તારા પર છે.

મારાં સર્વ ઉલ્લંઘનથી મારો છુટકો કર; મૂર્ખોથી મારી મશ્કરી થાય, એવું ન કર.

હું મુંગો રહ્યો, મેં મારૂં મુખ ઉઘાડ્યું નહિ, કેમકે તેં એ કીધું.

તારો પીડાપાત મારાથી દૂર કર; તારા હાથના ધક્કાથી મારો ક્ષય થાય છે.

તું માણસને તેના અન્યાયને લીધે ઠપકાથી શિક્ષા કરે છે, ત્યારે તું તેની સુંદરતાનો પતંગિયાની પેઠે નાશ કરે છે; નિશ્ચે દરેક માણસ વ્યર્થ છે.

હે યહોવાહ, મારી પ્રાર્થના સાંભળ, ને મારી હાંકને કાન ધર; મારાં આંસુ જોઈને તું ચૂપ ન રહે;

કેમકે હું તારી સાથે પરોણા તરીકે છું, જેમ મારા સર્વ પિતૃઓ હતા, તેમ હું પણ મુસાફર છું.

હું અહીંથી જાઉં ને હતો ન હતો થાઉં, ત્યારે પહેલાં મને દરગુજર કર કે હું બળ પામું.

પિતા, તથા પુત્ર તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ;

જેવો આરંભમાં હતો, હમણાં છે, ને સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

### સ્તોત્ર ૯૦

હે પ્રભુ, પેઢી દર પેઢી તું અમારો આશ્રય થયો છે.

પર્વતો ઉત્પન્ન થયા હતા, ને તેં પૃથ્વી તથા જગતને રચ્યાં હતાં, ત્યાર પહેલાં, એટલે અનાદિકાળથી તે અનંતકાળ સુધી, તું ઈશ્વર છે.

તું માણસને ધૂળમાં ફેરવી નાખે છે; ને કહે છે, હે મનુષ્ય-

પુત્રો પાછા વળો.

કેમકે તારી દૃષ્ટિમાં હજાર વર્ષો વિતી ગએલા કાલના દિવસ જેવાં, ને રાતના એક પહોરના જેવાં છે.

તું તેઓને પૂરની માફક તાણી જાય છે; તેઓ નિદ્રા જેવાં છે; સવારમાં તેઓ ઉગતા ઘાસના જેવાં છે.

સવારમાં તે ખિલે છે તથા વધે છે; સાંજે તે કપાય છે તથા ચિમળાય છે.

કેમકે તારા કોપથી અમારો નાશ થાય છે, ને તારા રોષથી અમને ત્રાસ લાગે છે.

તેં અમારા અન્યાય તારી સન્મુખ, અમારાં ગુપ્ત પાપો તારા મુખના પ્રકાશમાં મૂકયાં છે.

કેમકે અમારા સર્વ દિવસો તારે રોષે વિતી જાય છે; અમે અમારાં વર્ષો નિસાસાની પેઠે પૂરાં કરીએ છીએ.

અમારી વયના દિવસ સિત્તેર વર્ષ છે, અથવા બળના કારણથી તેઓ એંસી વર્ષ હોય, તોપણ તેઓનો ગર્વ માત્ર શ્રમ તથા વ્યર્થતા છે; કેમકે તે વહેલી થઈ રહે છે, ને અમે ઉડી જઈએ છીએ.

તારા કોપનું બળ, ને તારી જે બીક રાખવી, તે પ્રમાણે તારો રોષ, તે કોણ જાણે છે?

તું અમને અમારા દિવસ એવી રીતે ગણવાને શીખવ કે અમને જ્ઞાનવાળું હૃદય પ્રાપ્ત થાય.

હે યહોવાહ, પાછો આવ; ક્યાં સુધી? ને તારા સેવકો પર કરૂણા કર.

સવારમાં તારી કૃપાથી અમને તૃપ્ત કર, એ માટે કે અમે અમારા સર્વ દિવસ હર્ષનાદ કાઢીને આનંદ કરીએ.

જે દિવસોમાં તેં અમને દુઃખિત કીધા છે, ને જે વર્ષોમાં અમે ભુંડું જોયું છે, તે પ્રમાણે અમને આનંદિત કર.

તારા સેવકોને તારાં કૃત્ય, ને તેઓના દીકરાઓ પર તારો મહિમા દેખાય.

અને અમારાપર પ્રભુ અમારા દેવની શોભા થાય; અને તું અમારા હાથનાં કામ અમારે સારૂ સ્થાપિત કર; હા, અમારા હાથનાં કામ તું સ્થાપિત કર.



પિતા તથા પુત્ર, તથા પવિત્ર આત્માનો મહિમા થાઓ.

જેવો આરંભમાં હતો, હમણાં છે, ને સદાકાળ યુગાનયુગ રહેશે. આમેન.

¶ **તે પછી નીચેનું વાચન જે પવિત્ર પાઉલના કરીંથીઓને પહેલા પત્રના પંદરમા અધ્યાયમાંથી લીધું છે, તે વંચાય.**

**૧ કરીંથી ૧૫;૨૦.**

પણ હવે ખ્રિસ્ત મુએલાંમાંથી ઉઠયો છે, તે ઉંઘી ગએલાંઓનું પ્રથમ ફળ થયો છે. કેમકે માણસથી મરણ થયું, એ માટે માણસથી મુએલાંઓનું ઉત્થાન પણ થયું. કેમકે જેમ આદમમાં સર્વ મરે છે, તેમ ખ્રિસ્તમાં સર્વ સજીવ કરાશે. પણ પ્રત્યેક પોતપોતાને અનુક્રમે; ખ્રિસ્ત પ્રથમ ફળ, ત્યાર પછી તે આવશે, ત્યારે જેઓ ખ્રિસ્તના તેઓ સજીવ કરાશે. જ્યારે તે દેવબાપને રાજ્ય સોંપી દેશે, જ્યારે તે સઘળું ધણીપણું તથા સઘળો અધિકાર તથા પરાક્રમ તોડશે ત્યારે અંત આવશે. કેમકે તે પોતાના પગ તળે સર્વ શત્રુઓને પાડી નાખે, ત્યાં સુધી તેણે રાજ્ય કરવું જોઇએ. જે છેલ્લો શત્રુ નાશ પામશે તે મરણ છે. કેમકે તેણે પોતાના પગ તળે સર્વ વસ્તુઓ આધીન કીધી; પણ જ્યારે તેણે કહ્યું કે, સર્વ આધીન કરાયાં છે, ત્યારે સર્વને સ્વાધીન કરનાર જુદો છે, તે સાફ દેખાય છે. પણ જ્યારે સર્વ તેને આધીન કરાશે, ત્યારે જેણે સર્વ તેને આધીન કીધાં છે, તેને દીકરો પોતે પણ આધીન થશે; એ સારૂ કે દેવ સર્વમાં સર્વ થાય.

નહિ તો જેઓ મુએલાંઓને સારૂ બાપ્તિસ્મા પામ્યા, તેઓ શું કરશે? જો મુએલાં બિલકુલ ઉઠતાં નથી તો મુએલાંઓને વાસ્તે તેઓ શા સારૂ બાપ્તિસ્મા પામે છે? અમે પણ ઘડી ઘડી જોખમમાં શા સારૂ પડીએ છીએ? ખ્રિસ્ત ઈસુ આપણા પ્રભુમાં તમારા વિષે મારો જે આનંદ તેના નિશ્ચયપણાથી કહું છું, કે હું રોજ રોજ મરૂં છું. જો એફેસસમાં માણસની પેઠે હું શ્વાપદોની સામે લડયો, તો

મને શો લાભ છે ? જો મુએલાં ઉઠતાં નથી તો ખાઇએ તથા પીએ, કેમકે કાલે મરવાના છીએ. ભૂલો મા, દુષ્ટ સોબત સારા આચરણને બગાડે છે. ન્યાયીપણાએ જાગતા થાઓ, ને પાપ ન કરો; કેમકે કેટલાએક દેવ વિષે અજ્ઞાની છે; તમને લજાવવા સારૂ હું તે કહું છું.

પણ કોઈ કહેશે કે મુએલાં શી રીતે ઉઠડાય છે ? અને કેવાં શરીરથી આવે છે ? ઓ નિર્બુદ્ધ, તું જે વાવે છે તે જો મરે નહિ, તો જીવાડાય પણ નહિ; ને તું જે વાવે છે, તે થવાનું શરીર નથી, પણ કેવળ દાણા વાવે છે, કદાપિ ઘઉં કે બીજા કોઇના; અને દેવ પોતાની ઇચ્છા પ્રમાણે તેને શરીર આપે છે; ને પ્રત્યેક બીને પોતપોતાનું શરીર. સર્વ દેહ એકજ જાતના નથી; પણ માણસોનો દેહ જુદો, પશુઓનો જુદો, ને માછલાંઓનો જુદો, ને પક્ષીઓનો જુદો છે. અને આકાશી શરીરો તથા પૃથ્વી પરનાં શરીરો છે; પણ આકાશીઓનો મહિમા જૂદો તથા પૃથ્વીપરનાંનો જૂદો. સૂર્યનો મહિમા જૂદો, ને ચંદ્રનો મહિમા જૂદો, ને તારાઓનો મહિમા જૂદો; કેમકે મહિમાએ તારા તારામાં ફેર છે. અને મુએલાંઓનું પુનરૂત્થાન પણ એવું છે; વિનાશમાં તે વવાય છે, અવિનાશમાં ઉઠડાય છે; અપમાનમાં વવાય છે, મહિમામાં ઉઠડાય છે; અબળપણામાં વવાય છે, પરાક્રમમાં ઉઠડાય છે. પ્રાણી શરીર વવાય છે, આત્મિક શરીર ઉઠડાય છે; જો પ્રાણી શરીર છે, તો આત્મિક શરીર પણ છે. અને એમજ લખ્યું છે કે, પહેલો માણસ આદમ જીવતો પ્રાણી થયો, છેલ્લો આદમ જીવાડનાર આત્મા થયો. પણ આત્મિક પહેલું ન હતું, પણ પ્રાણી; ને પછી આત્મિક. પહેલો માણસ પૃથ્વીથી ધૂળનો છે, બીજો માણસ આકાશથી પ્રભુ છે. જે ધૂળનો તે જેવો છે તેવા જેઓ ધૂળના તેઓ પણ છે; ને જે આકાશી તે જેવો છે તેવા જેઓ આકાશી તેઓ પણ છે. અને જેમ



આપણે ધૂળનાની પ્રતિમા ધરી છે, તેમ આકાશીની પ્રતિમા પણ ધરીશું.

હવે ભાઇઓ, હું એ કહું છું કે, માંસ તથા રક્ત દેવના રાજ્યનાં વારસ થઇ શકતાં નથી; અને વિનાશીપણું અવિનાશીપણાનો વારસ થતું નથી. જુઓ, હું તમને મર્મ કહું છું; આપણે સહુ ઉંઘીશું નહિ, પણ એક ક્ષણમાં, એક પલકભરમાં, છેલ્લા રણશિંગડાના વાગતામાં સર્વ બદલાઈ જઈશું; કેમકે રણશિંગડું વાગશે, ને મુએલાં અવિનાશી ઉઠડાશે, ને આપણે બદલાઇશું. કેમકે આ વિનાશીને અવિનાશીપણું પહેરવું, તથા આ મરનારને અમરપણું પહેરવું પડે છે, અને જ્યારે આ વિનાશી અવિનાશીપણું પહેરશે, ને આ મરનાર અમરપણું પહેરશે, ત્યારે આ લખેલી વાત પૂરી થશે કે, મરણ જયમાં ગળાઈ ગયું છે. અરે મરણ, તારો જય કયાં ? અરે મરણ, તારો ડંખ કયાં ? મરણનો ડંખ તો પાપ છે; ને પાપનું સામર્થ્ય નિયમ છે; પણ દેવ જે આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તને આસરે આપણને જય આપે છે, તેની સ્તુતિ થાઓ. એ માટે મારા પ્રિય ભાઇઓ, તમે સ્થિર તથા દઢ થાઓ, તથા પ્રભુના કામમાં સદા વધતા જાઓ, કેમકે તમે જાણો છો કે તમારૂં કામ પ્રભુમાં નિષ્ફળ નથી.

¶ જ્યારે તેઓ કબર આગળ આવે, અને શબને ભૂમિમાં મૂકવાની ગોઠવણ કરવામાં આવે, ત્યારે પ્રીસ્ટ આ વાંચે, અથવા પ્રીસ્ટ અને સહાયકારીઓ આ ગાય:

માણસ જે સ્ત્રીથી જન્મે છે, તે થોડાકજ દિવસ જીવે છે,અને દુ:ખમાં ફસાઈ રહે છે. તે ફૂલની પેઠે ખીલે છે, પછી કાપી નંખાય છે. તે છાયાની પેઠે જતો રહે છે, ને કદી એકસરખી સ્થિતિમાં નથી રહેતો.

આપણે જીવતાંજીવત મોતમાં પડેલાં છીએ; હે પ્રભુ, તું જે અમારાં પાપોને લીધે ન્યાયની રીતે અપ્રસન્ન છે, તને મૂકીને અમે કોની સહાય શોધીએ ?

તો પણ, હે પરમ પવિત્ર પ્રભુ દેવ, હે પરમ શક્તિવાન પ્રભુ, હે પવિત્ર અને મહા દયાળુ તારનાર, અમને સદાકાળના મોતની તીવ્ર પીડામાં નાખીશ નહિ.

હે પ્રભુ, તું અમારાં મનની ગુપ્ત વાતોને જાણે છે; અમારી પ્રાર્થનાથી તારી દયાના કાન બંધ ન કર; પણ હે પરમપવિત્ર પ્રભુ, હે પરમ શક્તિવાન દેવ, હે પવિત્ર અને દયાળુ તારનાર, અતિ યોગ્ય સનાતન ન્યાયાધિશ અમને ઉગારી લે; અને અમારી છેલ્લી ઘડીએ, અમને મોતની કોઈ વેદનાને કારણે તારાથી અળગા થવા ન દે.

¶ પછી પાસે ઉભેલાંઓમાંથી કોઈ શબ પર માટી નાખે, ત્યારે પ્રીસ્ટ કહે,

જ્યારે સર્વશક્તિમાન દેવની એવી ઇચ્છા થઈ કે તે, આ આપણો વ્હાલો ભાઈ, જે હમણાં મરણ પામ્યો છે, તેના આત્માને પોતાની ઘણી દયાથી પોતા પાસે લઈ લે; તે માટે આપણે તેની દેહને ભૂમિને સોંપીએ છીએ; માટીને માટી, રાખને રાખ, ધૂળને ધૂળ; એવી ખરેખરી અને નિશ્ચિત આશામાં, કે આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્ત વડે તેનું સર્વકાળીક જીવનમાં પુનરૂત્થાન થશે; અને કે, પોતાનું સમર્થ કાર્ય, જે વડે તે બધી વસ્તુઓને પોતાને આધીન કરી શકે છે, તે પ્રમાણે તે આપણી અધમ દેહને બદલીને પોતાની મહિમાવાન દેહ જેવી કરશે.

¶ પછી આ વંચાય અથવા ગવાય.

આકાશમાંથી એક વાણી એમ કહેતી મેં સાંભળી કે, તું લખ કે, હમણાંથી જે મરનારાઓ પ્રભુમાં મરણ પામે છે, તેઓને ધન્ય છે; આત્મા કહે છે કે, હા, એ માટે કે તેઓ પોતાની મહેનતથી વિસામો પામે છે.

¶ પછી પ્રીસ્ટ કહે,

પ્રભુ, અમ પર દયા કર.
ખ્રિસ્ત, અમ પર દયા કર.
પ્રભુ, અમ પર દયા કર.

ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી



ઇચ્છા પૂરી થાઓ. દિવસની અમારી રોટલી આજ અમને આપ; અને જેમ અમે અમારા અપરાધીઓને માફ કરીએ છીએ, તેમ તું અમારા અપરાધો અમને માફ કર; અને અમને પરિક્ષણમાં ન લાવ, પણ ભુંડાથી અમારો છુટકો કર. આમેન.

પ્રીસ્ટ:

હે સર્વશક્તિમાન ઈશ્વર, અહીંથી જેઓ પ્રભુમાં વિદાયગીરી લે છે, તેમના આત્માઓ તારી કને જીવતા રહે છે; અને વિશ્વાસીઓના આત્માઓ, દેહના ભારથી છુટયા પછી, તારી પાસે આનંદ અને સુખમાં રહે છે; અમારા આ ભાઇને આ પાપી દુન્યાનાં દુઃખોથી છોડવવાનું તને ગમ્યું, માટે અમે અંતઃકરણથી તારો ઉપકાર માનીએ છીએ; અને તને વિનંતિ કરીએ છીએ કે, તું દયા કરીને તારી કૃપા થકી તારાં નિવડિતોની સંખ્યા વ્હેલો પૂરી કરવાને, અને તારૂં રાજ્ય વ્હેલો લાવવાને પ્રસન્ન થા; એ સારૂ કે, જેઓ તારા પવિત્ર નામના ખરા વિશ્વાસમાં અહીંથી વિદાય થયાં છે, તે સર્વની સાથે, અમે તારા સનાતન મહિમામાં, દેહ અને આત્માની પરીપૂર્ણતા તથા સુખ પામીએ; ઈસુ ખ્રિસ્ત અમારા પ્રભુને લીધે. આમેન.

સારપ્રાર્થના.

હે દયાળુ ઈશ્વર, અમારો પ્રભુ ઈસુ ખ્રિસ્ત, જે પુનરૂત્થાન તથા જીવન છે તેના બાપ; તેના પર જે વિશ્વાસ કરે છે, તે જો કે મરી જાય, તોપણ જીવતો થશે; અને જે કોઈ જીવતાં તેના પર વિશ્વાસ કરે, તો તે સર્વકાળના મોતમાં નહિ પડશે; અને તેણે (પોતાના પવિત્ર પ્રેરિત સંત પાઉલ વડે) અમને શીખાડયું છે કે, જેઓ આશાહીન છે તેઓની માફક, જેઓ ખ્રિસ્તમાં ઉંઘી ગયા છે, તેમને સારૂ અમારે શોક કરવો નહિ; અમે નમ્રતાથી તને વિનવીએ છીએ કે, હે પિતા, તું અમને પાપના મોતમાંથી ન્યાયીપણાના જીવનમાં ઉઠાડી લાવ; એ સારૂ કે, જ્યારે અમારે આ જીવન છોડીને નીકળવાનું થાય,

ત્યારે, જેમ અમને આશા છે કે અમારો આ ભાઈ હમણાં, વિસામો પામે છે, તેમ અમે પ્રભુ ઇસુમાં વિસામો પામીએ; અને છેલ્લે દહાડે જયારે બધાનું પુનરૂત્થાન થશે ત્યારે તારી દૃષ્ટિમાં અમે માન્ય ઠરીએ; અને તારા પર પ્રીતિ કરનારા અને તારી બીક રાખનારા સર્વને તારો વ્હાલો દીકરો, જે આશીર્વાદ એમ બોલીને આપશે કે, મારા બાપનાં આશીર્વાદિત છોકરાં, તમે આવો, જે રાજ્ય જગતનો પાયો નાખ્યા અગાઉ તમારે સારૂ સિદ્ધ કરેલું છે તેનો વારસો લો, તે આશીર્વાદ અમને મળે; ઓ દયાળુ પિતા, અમે તને વિનવીએ છીએ કે, ઇસુ ખ્રિસ્ત અમારા મધ્યસ્થ અને તારનારને લીધે તું એવું કર. આમેન.

આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તની કૃપા, દેવની પ્રીતિ, તથા પવિત્ર આત્માની સંગત, આપણ સર્વની સાથે સર્વકાળ સુધી થાઓ. આમેન.

---

# બાળકનો જન્મ થયા પછી
# સ્ત્રીઓની ઉપકારસ્તુતિ

**¶ સ્ત્રી પ્રસુતિ થયા પછી યોગ્ય વખતે સારાં કપડાં પહેરીને દેવળમાં આવે, અને ધારા પ્રમાણે ઠરાવેલી જગ્યામાં, કે ધર્માધિકારી કહે ત્યાં, ધુંટણ ટેકવે; એ પછી પ્રીસ્ટ તેને આ પ્રમાણે કહે :**

સર્વ સમર્થ ઇશ્વરે, તારા પર એવી કૃપા કીધી છે કે તું પ્રસુતિમાંથી કુશળતાએ બહાર આવી, અને તેણે તને જણવાના ભારે જોખમથી ઉગારી છે; એ માટે તું અંતઃકરણથી દેવનો ઉપકાર માનતાં, આ પ્રમાણે બોલ:

**¶ પછી પ્રીસ્ટ ૧૧૬ મુ સ્તોત્ર વાંચે.**

યહોવાહે મારા કાલાવાલાની વાણી સાંભળી છે, તેથી હું તેના પર પ્રીતિ રાખું છુ;

તેણે મારી ભણી પોતાનો કાન ધર્યો છે, માટે મારી જીંદગીપર્યંત હું તેની પ્રાર્થના કરીશ.

મરણની જાળમાં હું સપડાઈ ગયો હતો, જાણે હું શેઓલમાં પેઠો હોઉં એમ લાગ્યું; મને સંકટ તથા શોક આવી મળ્યાં.

ત્યારે મેં યહોવાહના નામની વિનંતિ કરી કે, હે યહોવાહ, દયા કરીને મારો આત્મા બચાવ.

યહોવાહ કૃપાળુ તથા ન્યાયી છે; આપણો દેવ ખરેખરો રહેમી છે.

યહોવાહ ભોળાને પાળે છે; હું છેક નીચે થઈ ગયો, ને તેણે મને બચાવ્યો.

હે મારા આત્મા, તારા વિશ્રામસ્થાનમાં પાછો આવ; કેમકે યહોવાહ તારી સાથે ઉદારતાથી વર્ત્યો છે.

તેં મારા પ્રાણને મરણથી, મારી આંખોને આંસુથી, ને મારા પગને લથડવાથી બચાવ્યાં.

હું જીવલોકમાં યહોવાહની સન્મુખ ચાલીશ.

મને વિશ્વાસ છે માટે હું આમ બોલું છું; હું ઘણો દુઃખી થઈ ગયો હતો.

મેં મારી ઉતાવળે કહ્યું કે,

